શ્રી નડીઆદ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય પ્રકાશિત ગ્રંથમાળા.

ગ્રંથ રત્ન. ૨૩–૨૪

श्रीमद्वल्लभाचार्य विरचित.

# श्रीकृष्णाश्रय

અને

# चतुःश्लोकी

ગોસ્વામિ બાલકોની પ્રાચીન સંસ્કૃત ટીકાઓને આધારે.

ગુજરાતી અનુવાદ કરનાર,

સુંદરદાસ માણેકચંદ આધાની.

અમદાબાદ એંગ્લોવર્નાક્યુલર સ્કુલના હેડમાસ્તર.

દ્વિતીયાવૃત્તિ   પ્રકાશક   -   પ્રત ૨૦૦૦

શ્રીવલ્લભીય ગ્રંથપ્રકાશક ફંડ તરફથી

ત્રીભોવનદાસ પીતાંબરદાસ શાહ.

નડીઆદ.

વલ્લભાબ્દ ૪૪૨   સને ૧૯૨૦   સંવત ૧૯૭૬

અમદાવાદ.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યા.

નોછાવર પાંચ આના.

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजन वल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्य चरणकमल रेणुभ्यो नमः ॥

॥ श्रीमद्वल्लभाचार्य प्रणीत ॥

# ॥ श्रीकृष्णाश्रयः ॥

## ગુજરાતી અનુવાદ.

શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથની વિવૃતિના આરંભમાં શ્રીકલ્યાણરાયજી નીચે પ્રમાણે મંગલાચરણ કરે છે.

यल्लीलालवसंस्पर्शान्नरोचतेऽन्यदाशिषः ।
तं राधाहृदयानंददायकं कृष्णमाश्रये ॥ १ ॥
यत्कृपादृष्टितो जंतुर्गोविंदं विन्दते मुदा ।
भक्त्या तान्निजाचार्यानभिवंदेऽर्थसिद्धये ॥ २ ॥

અર્થ:—જેની લીલાના લવના સંસ્પર્શથી અન્ય ફલો રૂચતાં નથી, તે શ્રીરાધાજીના હૃદયને આનંદ આપવાવાળા, શ્રીકૃષ્ણને હું આશ્રય કરૂં છું. ૧. જેની કૃપાદૃષ્ટિથી જીવ આનંદથી ગોવિંદની પ્રાપ્તિ કરે છે, તે શ્રીમદાચાર્યજીને અર્થ સિદ્ધિ માટે, ભક્તિથી અભિવંદુ છું.

સર્વનો સાધક શ્રીકૃષ્ણનો આશ્રય છે. તે જીવનાં સાધન બળથી પ્રાપ્ત થતો નથી, તેથી શ્રીમદાચાર્યજી સ્વીયજનોને તેનું વરપ્રદાન કરતા હોય, તેમ શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથનું નિરૂપણ કરે છે. આ ગ્રન્થમાં દશ શ્લોક છે. તેનું તાત્પર્ય એમ છે કે દેશ, કાલ, કર્મ, મંત્ર, દ્રવ્ય અને કર્તા છે. એ છ ધર્મનાં સાધનો કલિકાલમાં સર્વથા શુદ્ધ પ્રાપ્ત થતાં નથી. એ છની અશુદ્ધિ હોય, ત્યાં સુધી ધર્મ સિદ્ધ

થતો નથી. એજ પ્રમાણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પણ દુઃસાધ્ય છે, તેથી, ભકતોને એ છ અંગો અને ચારપુરૂષાર્થ મળીને દશ વસ્તુ ભગવાન્ પોતેજ છે, એમ બતાવવા માટે આ ગ્રંથમાં દશ શ્લોક છે. વળી તેનું બીજું પણ તાત્પર્ય છે. શ્રીકૃષ્ણની દશ લીલા છે સર્ગ, વિસર્ગ, સ્થિતિ, પુષ્ટિ, ઉતિ ( સદસદ વાસના ) મન્વંતર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય. આ દશ લીલાના નિરૂપણથી શ્રીકૃષ્ણ-નુંજ નિરૂપણ થાય છે એમ જણાવવા માટે દશ શ્લોક છે. ભગવા-નના દશ પ્રકારના ભકતો છે. અંતરંગ યોગમાયાના ત્રણ ગુણ સત્વ રજ અને તમ છે. એ ત્રણ ગુણોનું પરસ્પર મિશ્રણ થાય, એ-ટલે નવ થાય. અને એક નિર્ગુણ. એ પ્રકારે દશ ભકતો થાય છે. એ દશ પ્રકારના ભકતો ભગવાનનું સેવન કરે છે, એમ જણા-વવા માટે દશ શ્લોક છે. આ દશ શ્લોક પ્રાણના સ્થાને છે. મુખ્ય પ્રાણના સ્થાનભેદથી દશ ભેદ થાય છે. તેથી પ્રાણાત્મક દશ શ્લોકથી શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથનું નિરૂપણ થાય છે. એ દશ શ્લોક વડે પ્રાર્થનાના મિષથી, શ્રીકૃષ્ણની સ્તુતિ શ્રીમદાચાર્યજી કરે છે.

ઉપર કહ્યા પ્રમાણે દેશકાલાદિ છ વસ્તુઓમાં મુખ્ય અંગ કાલ છે. તેનું અસાધકત્વ કહેતાં, કાલના ધર્મના નિરાકરણ પૂર્વક આશ્રયનું નિરૂપણ કરે છે.

## मूलम्.

**सर्व मार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि।**
**पाखंड प्रचुरे लोके कृष्ण एव गति मेम ॥१॥**

સાન્વય પદાર્થ:—**सर्व मार्गेषु नष्टेषु** (સર્વ માર્ગોનો નાશ થયેલો હોવાથી, **च** ( અને ) **खलधर्मिणि कलौ** ( ખલધર્મવાળો કલિકાલ હોવાથી ) **पाखंड प्रचुरे लोके** (લોક પાખંડથી ભરપૂર હોવાથી) **कृष्ण** ( કૃષ્ણ ) **एव** ( જ) **मम** ( મારી ) **गतिः** ( આશ્રય હો ).

અર્થ:—ખલધર્મ યુક્ત કલિયુગમાં, સર્વ માર્ગોનો નાશ થયેલો હોવાથી, અને લોકમાં પાખંડ ઘણું હોવાથી, શ્રીકૃષ્ણજ મારી ગતિ હો.

વિવરણ:—કલિ ખલધર્મવાળો છે. ખલ એટલે અંતર્દુષ્ટ ધર્મ, તેવા અંતર્દુષ્ટ ધર્મયુક્ત કલિ છે. આવા કલિકાલમાં શ્રીકૃષ્ણ મારી ગતિ છે, એટલે આશ્રય છે, શ્રીકૃષ્ણ સદાનંદ છે. તે શ્રુતિ આ પ્રમાણે નિરૂપણ કરે છે,

कृषिर्भूवाचकशब्दो णश्चनिर्वृति वाचकः ।
तयो रैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

અર્થ:—કૃષ્ણ શબ્દ સત્તાવાચક છે. 'ણ' શબ્દ આનંદને બતાવનારો છે. તે બન્ને શબ્દોનું ઐકય કરવાથી પરંબ્રહ્મ કૃષ્ણ કહેવાય છે.

આ શ્રુતિ નિરૂપિત શ્રીપુરૂષોત્તમ સદાનંદ મારો આશ્રય છે. આશ્રય ઐહિક અને પારલૌકિક સાધક છે. ખલનો ધર્મ શું? ત્યાં કહે છે કે, લોક કે જન પાખંડથી પ્રચુર છે, એટલે જેમાં પાખંડ સર્વ કરતાં અધિક છે. આ પાખંડથી સર્વ માર્ગોનો નાશ થયો છે; માર્ગ એટલે જેને શોધવો પડે તે માર્ગ, તાત્પર્ય એકે માર્ગ એટલે પુરૂષાર્થ પ્રાપ્ત કરવાનો ઉપાય. આવા માર્ગો કર્મમાર્ગ જ્ઞાનમાર્ગ આદિ છે. તે માર્ગો નષ્ટપ્રાય છે, એટલે તેઓનો લગભગ નાશ થયો છે. જેટલે અંશે તે જીવંત છે તેટલે અંશે ફલસાધક નથી. તે માર્ગોમાં પાખંડપ્રવેશ થયો છે, તેથી તે નષ્ટપ્રાય છે. દાખલા તરીકે વેદમાં 'સ્વર્ગ' શબ્દનો અર્થ આત્મસુખ એ સર્વ નિર્ણયમાં શ્રીમદાચાર્યજીએ અતિ સ્પષ્ટ દર્શાવી આપ્યું છે. આ આત્મસુખવાચક 'સ્વર્ગ' નો અર્થ 'સ્વર્ગ લોક' છે એવો લોકમાં ભ્રમ થાય છે. તેમજ કર્મમાર્ગનું ફળ ચિત્તની શુદ્ધિ છે, પણ તે શુદ્ધિ થતી નથી તેમજ જ્ઞાનમાર્ગમાં માયાવાદના પ્રવેશથી તેનો નાશ થયો છે. યોગમાર્ગથી ચિત્તવૃત્તિનો નિરોધ થઈ શકે, પણ તેમાં ઇશ્વરને તદ્દન ગૌણપદ આપવામાં આવે છે, અથવા તો ઈશ્વરની અપેક્ષા બીલકુલ ન રહેવાથી તેનું નિયામકત્વ સ્વીકારવામાં આવતું નથી; તેથી તે માર્ગ નિરીશ્વર થઈ જાય છે. ઉપાસના માર્ગમાં ઈશ્વરની વિભૂતિજ ઉપાસ્ય છે; તેથી મુખ્ય ફલને તે માર્ગ સિદ્ધ કરી શકતો નથી આ સર્વ માર્ગો નષ્ટપ્રાય છે. અત્ર ચકાર ધર્યો છે,

તેથી એમ ધ્વનિત થાય છે કે, દેવો પણ જ્યારે કલિકાલના ગુણોને અનુસરે છે, ત્યારે અંશ, કલા કે વિભૂતિ મારી ગતિ ન હોજો, પણ મૂળ રૂપ શ્રીકૃષ્ણજ હોજો. આ શરણ શ્રીમહાચાર્યજીને તો સિદ્ધ છે; તોપણ આનું પ્રયોજન અન્ય હોવાથી, પ્રાર્થના દોષરહિત છે. આ સ્થલે એક શંકા થાય છે કે સર્વ માર્ગોમાં પાખંડ પ્રવેશથી સાર રહ્યો નથી, તો ભક્તિમાર્ગને પણ એજ ન્યાય લાગુ પડે છે. કારણકે કલિકાલ તો ભક્તિમાર્ગમાં ચાલનારાઓને પણ બાધક છે. તેઓ ગૃહપુત્રાદિમાં પણ આસક્ત દેખાય છે, અને લૌકિક ક્રિયાપરાયણ છે, માટે પાપનો સંભવ હોવાથી ભક્તિમાર્ગનું ઉદ્ધારકપણું કેમ? મુખ્ય ફલને તે સિદ્ધ કરી શકે તેમ નથી; એટલે કર્મમાર્ગની તુલ્યતાજ આવી, તો આશ્રયથી શું વળવાનું છે? એ શંકાના ઉત્તરમાં કહે છે કે, ભક્તિમાર્ગમાં એ દૂષણો નથી, કેમકે શ્રીશુકદેવજીએ પરીક્ષિતને કહ્યું છે કે

कलेर्दोष निधे राजन्नस्ति ह्येको महान्गुणः ।
कीर्तनादेव कृष्णस्य मुक्तसंग परं व्रजेत् ॥

શ્રીભાગવત સ્કંધ ૧૨–૩–૫૧

અર્થ:—હે રાજા દોષના સમુદ્ર એવા કલિનો એક મહાન્ ગુણ છે. કારણ કે જેણે સર્વસંગનો ત્યાગ કરેલ છે તે શ્રીકૃષ્ણના કીર્તનથીજ તેને પામે છે.

તથા વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે,

यत्कृते दशभिर्वर्षै स्त्रेतायां हायनेन तत् ।
द्वापरे तच्चमासेन अहोरात्रेण तत्कलौ ॥ १ ॥
तपसो ब्रह्मचर्यस्य जपादेश्च फलं द्विजाः ।
प्राप्नोति पुरुषस्तेन कलिः साध्विति भाषितम् ॥ २ ॥

અર્થ:—જે સત્ય યુગમાં દશ વર્ષથી થાય છે, ત્રેતામાં એક વર્ષ લાગે છે, તથા દ્વાપરમાં એક માસ જે કરવાને જોઈએ તે કલિયુગમાં એક દિવસ રાત્રીથી સિદ્ધ થાય છે. ૧ તપનું બ્રહ્મચ-

ર્યનું, જપાદિનું ફલ પુરૂષ પામે છે, તેથી હે બ્રાહ્મણો ? કલિ સારો છે, એમ કહેવાયલું છે. ૨ તથા

**कलिर्धन्य स्त्रियो धन्या शूद्रा धन्या तथैव च ।**

અર્થ:—કલિ ધન્ય છે, સ્ત્રિયો ધન્ય છે, તથા શૂદ્રો પણ ધન્ય છે.

**कलिं सभाजयन्त्यार्याः**

અર્થ:—કલિના વખાણ સત્પુરૂષો કરે છે.

આ ધન્યવાદ ભક્તિમાર્ગનેજ લાગુ પડે છે. આ વાકયો એમ બતાવે છે કે કલિ ભક્તિમાર્ગમાં બાધક નથી; પ્રત્યુત થોડા કાલમાં ફલસિદ્ધ કરી આપે છે, તેથી સાધક છે.

પ્રક્ષિપ્તાધ્યાયમાં બ્રહ્માજીએ ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું છે કે

**तावद्रागादयः स्तेना स्तावत्कारागृहं गृहम् ।**
**तावन्मोहोऽङ्घ्रि निगडो यावत् कृष्ण न ते जनाः ॥**

શ્રીભા० પ્રક્ષિપ્તાધ્યાય ૧૦–૧૪–૩૬

અર્થ:—રાગ આદિ ત્યાંસુધીજ ચોર છે, ગૃહ બંદીખાનું પણ ત્યાંસુધીજ છે; મોહ પગનું બંધન ત્યાંસુધીજ છે, કે ત્યાં સુધી હે કૃષ્ણ ! જનો આપના નથી.

આવા વાકયોથી એમ સિદ્ધ થાય છે કે ગૃહઆદિનું બંધન ભગવત્પરતા હોય તો, થતું નથી. વળી.

**एवं नृणां क्रिया योग सर्वे संसृति हेतवः भा. १–५–३४.**

અર્થ:—એ પ્રમાણે મનુષ્યોના સર્વ ક્રિયાયોગો સંસારના હેતુભૂત છે. ( ભગવત્પરતા વિના સર્વ ક્રિયા વિપરીત ફળ આપે છે ). જો ભગવાન્‌માં એ ક્રિયાયોગોનો વિનિયોગ થાય તો, અલૌકિક થાય છે.

પુરાણમાં એક સ્થલે ભગવાને એમ પણ કહ્યું છે કે

**मत्कर्म कुर्वतां पुसां कर्मलोपो भवेद्यदि ।**
**तत्कर्म तस्य कुर्वन्ति तिस्रः कोट्यो महर्षयः ॥**

અર્થ:—( ભગવાન્ કહે છે ) મારૂં કર્મ કરતાં [ એટલે મારી

સેવા કરતાં ] જો અન્ય વૈદિક કર્મનો લોપ થતો હોય તો, તેનું તે કર્મ ત્રણ કરોડ મહર્ષિઓ કરે છે.

એ વાક્ય એમ બતાવે છે કે ભગવત્સેવા કરતાં વિહિત ન થઈ શકતું હોય તો, પ્રત્યવાય નથી.

કદાચ વિકર્મ ઉત્પન્ન થાય તો, તેનો ભગવાન્ જ નાશ કરે છે, એમ નીચેના શ્લોકથી સ્પષ્ટ થાય છે.

**स्वपादमूलं भजतः प्रियस्य त्यक्तान्यभावस्य हरिः परेशः**
**विकर्ममच्चो त्पतितं कथंचिद् धुनोति सर्वं हृदिसंनिविष्टः ॥**

અર્થઃ—સ્વચરણ કમલને ભજતા અને અન્ય ભાવનો જેણે ત્યાગ કર્યો છે, એવા પ્રિય ભક્તને જો કોઈ રીતે વિકર્મ-ઉત્પન્ન થાય તો, સર્વ દુઃખના હરણ કરવાવાળા પરમાત્મા હૃદયમાં વિરાજીને નાશ કરેછે.

એ વાકયથી પાપ સંભવ હોય, તો પણ, નરક ન થાય અને કીર્તનથીજ સર્વ પાપનો નાશ થાય છે, એમ સ્પષ્ટ થાય છે.

**सर्वधर्मान् परित्यज्य मामेक शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यः मोक्षयिष्यामि माशुच ॥ (गीता)**

અર્થઃ—સર્વ ધર્મોનો ત્યાગ કરી મને ધર્મીને શરણ આવ. હું તને સર્વ પાપથી મુક્ત કરીશ. શોક ન કર. (ગીતા અ. ૧૮)

આ વાકયથી પાપનો નાશ ભગવાન્ જ કરે છે એમ સિદ્ધ થાય છે. વળી.

**अपिचेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ॥ ( ગીતા )**

અર્થઃ—જો બહુજ દુરાચરણી પણ મને જો અનન્ય થઈને ભજે તો તેને સાધુજ જાણવો, કારણ કે તેણે સારો નિશ્ચય કર્યો છે. તથા.

**यः कश्चिद्वैष्णवो लोके मिथ्याचारोप्यनाश्रमी ।**
**पुनाति सकलान् लोकान् सहस्रांशुरिवोदितः ॥**

અર્થઃ—જે કોઇ વૈષ્ણવ હોય પણ મિથ્યાચારી અને કોઈ આ-શ્રમમાં ન હોય, તો પણ જેમ સૂર્ય ઉદય થયો હોય તેમ સર્વ લોકોને પાવન કરે છે. તથા

**यानास्थाय नरो राजन्नप्रमाद्येत कर्हिचित् ।**
**धावन्निमील्य वा नेत्रे नस्खलेन्न पतेदिह ॥ भा. ११. २.३५.**

અર્થઃ—જે ધર્મોમાં આસ્થા રાખવાથી, હે રાજન્ ! કદી પણ પ્રમાદ થતો નથી. આંખો બીડીને જો દોડે, તો પણ આ માર્ગમાં સ્ખલન થતું નથી કે નથી નીચે પડતો.

ઉપરના વાક્યોથી એમ સિદ્ધ થાય છે, કે આચારાદિ ન હોય, તોપણ ફળની સિદ્ધિ ભક્તિમાર્ગથી થાય છે.

પ્રથમ સ્કંધના બીજા અધ્યાયમાં સૂત કહે છે કેઃ—

**धर्मः स्वनुष्ठितः पुंसां विष्वक्सेन कथासु यः ।**
**नोत्पादयेद्यदि रतिं श्रम एव हि केवलम् ॥**

અર્થઃ—સારી રીતે અનુષ્ઠાન કરેલો ધર્મ જો સ્વતંત્ર જીવોની રતિ જેની ચોતરફ આજ્ઞા વર્તે છે, તેવા ભગવાનની કથામાંજો ઉત્પન્ન ન કરે તો, તે ધર્મ કેવળ શ્રમ છે.

**नैष्कर्म्यमप्यच्युत भाववर्जितं न शोभते ज्ञानमलं निरंजनं ।**
**कुतः पुनः शश्वदभद्रमीश्वरे नचार्पितं कर्मयदप्यकारणम् ॥**

અર્થઃ—શ્રીઅચ્યુતના ભાવ વિનાનું નિરંજન અને નૈષ્કર્મ્યવાળું જ્ઞાન પણ સારી રીતે શોભતું નથી તો, અશુભ અને ઇશ્વરમાં ન અર્પણ કરેલું એવું કર્મ, ભલે પછી તે નિષ્કામ હોય, તો ક્યાંથી શોભે ?

તેમજ પ્રશ્નિસાધ્યાયમાં બ્રહ્મસ્તુતિમાં કહ્યું છે કે.

**श्रेयस्रुतिं भक्ति मुदस्यते विभो क्लिश्यंतियेकेवलबोधलब्ध ।**
**तेषामसौ क्लेशल एवशिष्यते नान्यद्यथास्थूल तुषावघातिनाम् ॥**

અર્થઃ—હે પ્રભુ ! કલ્યાણના ઝરારૂપ એવી આપની ભક્તિ છોડીને, જે કેવળજ્ઞાન મેળવવાને ક્લેશ કરે છે, તેઓને ક્લેશજ રહે છે. જેમ સ્થુલ ફોતરા ખાંડવાવાળાને ચોખા મળતા નથી તેમ, તેમને પણ અન્ય કંઈ મળતું નથી.

તેમજ બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કે.

यथा जलौकसां नित्यं जीवनं सलीलं मतम् ।
तथा समस्त सिद्धीनां जीवनं भक्तिरिष्यते ॥

અર્થઃ—જેમ સર્વ જલચરોનું જીવન જલ છે, તેમ સર્વ સિદ્ધિઓનું જીવન ભક્તિ મનાય છે. આ વાકયો ભક્તિરહિત કર્મોનું અસાધકપણું અને ભક્તિસહિતનુંજ સાધકપણું બતાવે છે.

એકાદશ સ્કંધમાં શ્રીપ્રભુ ઉદ્ધવજીપ્રતિ કહે છે કે,–

यत्कर्मभिर्यत्तपसा ज्ञान वैराग्यतश्च यत् ।
योगेन दान धर्मेण श्रेयोभि रितरैरपि ॥
सर्वमद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ॥ भा. ११.२१ ३२–३३

અર્થઃ—જે કર્મોથી, જે તપથી જ્ઞાન વૈરાગ્યની, યોગથી, દાનધર્મથી તેમજ બીજા શ્રેયોથી જે મળે છે તે મારા ભક્તિયોગથી મારો ભક્ત સહેલાઇથી પ્રાપ્ત કરે છે.

દ્વિતીયસ્કંધમાં શ્રી શુકદેવજી ભિન્ન ભિન્ન દેવતાઓની ઉપાસનાનું ફળ કહીને પછી ભગવાનના ભજનનું ફળ કહે છે.

अकामो सर्व कामो वा मोक्षकामो उदारधीः ।
तीव्रेण भक्तियोगेन भजेत पुरुषं परम् ॥ २. ३. १०

અર્થઃ—અકામ અથવા સર્વકામના જેને હોય કે મોક્ષની કામના હોય, તે, તીવ્ર ભક્તિયોગથી પુરૂષોત્તમને ભજે.

એ વાકયોથી એમ સિદ્ધ થાય છે કે કેવળ ભક્તિજ સર્વ સાધક છે.

શ્રીશુકદેવજી ભક્તિનેજ ફળરૂપ ગણે છે;

परिनिष्ठितोपि नैर्गुण्ये उत्तमश्लोकलीलया ।
गृहितचेता राजर्षे आख्यानं यदधीतवान् ॥ भा. २–१–१९

અર્થઃ—હે રાજર્ષિ ! નૈર્ગુણ્યમાં હું સર્વથા રમતો હતો, તોપણ ઉત્તમ શ્લોકની લીલાથી મારૂં ચિત્ત હરાઈ જવાથી, હું એ આખ્યાન ભણ્યો.

શ્રીકપિલદેવજીએ દેવહુતીજી પ્રતિ કહ્યું છે કે;

नैकात्मतां मेस्पृहयन्तिकेचिन्मत्पादसेवाभिरता मदीहाः ।
येन्योन्यतो भागवता मसज्य सभाजयन्ते ममपौरूषाणि ॥
भा. ३–२५–३४.

અર્થ:—મારી સેવામાં અભિરતિવાળા, મત્સંબંધીજ ક્રિયાવાળા એવા કેટલાક ભક્તો મારી સાથે મળી જવાનું પણ ઈચ્છતા નથી. તેઓ ભગવદીયો પરસ્પર મળી મારા પરાક્રમનો અનુવાદ કરી મને વખાણે છે.

એ વાક્યો ભક્તિનું સ્વતઃ ફળરૂપત્વ દર્શાવે છે. આ કાલમાં કર્મો તથા અધિકારીઓનો અભાવ હોવાથી, ભક્તિમાર્ગમાં મહદનુગ્રહજ ફલસાધક હોવાથી, ભક્તિમાર્ગજ ફલ સિદ્ધ કરે છે. નિબંધમાં શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે,

अधुना अधिकारास्तु सर्वे एव गताः कलौ ।
कृष्णश्चेत् सेव्यते भक्त्या कलिस्तस्य फलायहि ॥

અર્થ:—હાલમાં કલિયુગમાં સર્વ અધિકારો જતા રહ્યા છે જો શ્રીકૃષ્ણ ભક્તિથી સેવાય તો, તેને કલિ ફલસાધક છે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જે ફલ ભક્તિ સિદ્ધ કરી શકે છે, તે, અન્યથી થઈ શકતું નથી. અને જે ફલ અન્ય સાધનો સિદ્ધ કરે છે, તે ફલ ભક્તિનું આનુષંગિક છે, માટે ભક્તિમાર્ગમાં કર્મમાર્ગાદિ તુલ્યતાની ગંધ પણ નથી. અત્ર કદાચ એમ શંકા થાય કે પૂર્ણ ભક્તિથી તો ફલ ભલે સિદ્ધ થાય પણ અર્ધ કરેલ ભક્તિ તો કર્મમાર્ગ તુલ્ય હશે. એના જવાબમાં કહેવાનું કે ભક્તિમાર્ગની પ્રબળતા એવી છે કે તેમાં અર્ધ કરેલ પણ ફળસાધક થાય. જેમ બીજા માર્ગોમાં અંગહીનત્વ એ ફલમાં બાધકરૂપ છે, તેમ અત્ર નથી. આ માર્ગમાં એકવાર પ્રવેશ જેનો થયો, તેનો પાત કદી થતો નથી, એવું तथानते माधव तावका क्वचित् भ्रश्यन्ति मार्गात् त्वयि बद्ध सौहृदाः ।

અર્થ:—હે માધવ! એ પ્રમાણે આપમાં જેઓએ સ્નેહ બાંધ્યો

છે તેઓનો માર્ગમાંથી પાત થતો નથી, એ શ્લોકમાં કહ્યું છે ॥ ૧ ॥

અત્ર એવી શંકા થાય કે, પવિત્ર દેશમાં સ્થિતિ કરવાથી પણ પુરૂષાર્થ સિદ્ધ થાય છે, તો બીજા સાધનોના નિરાસપૂર્વક આશ્રયની પ્રાર્થના શા માટે કરો છો? તેના ઉત્તરમાં દેશનું અસાધકપણું કહેતાં આશ્રયની પ્રાર્થના કરે છે.

मूलम्.

**म्लेच्छाक्रांतेषु देशेषु पापैकनिलयेषु च।**
**सत्पीडा व्यग्र लोकेषु कृष्ण एव गतिर्मम ॥२॥**

સાન્વય પદાર્થ—**देशेषु म्लेच्छाक्रान्तेषु** [ દેશો મ્લેચ્છોથી ભરાયલા હોવાથી ] **च** (અને) **पापैक निलयेषु** [ પાપનાજ સ્થાન હોવાથી] **सत्पीडाव्यग्रलोकेषु** ( જેમાં લોકો સત્પુરૂષોને પીડા થવાથી વ્યગ્ર થયેલા હોવાથી ) **कृष्णः** ઇત્યાદિ પ્રથમ શ્લોક સમાન

અર્થ:—દેશો મ્લેચ્છોથી ભરપૂર થયેલા હોવાથી, તથા પાપનાંજ સ્થાન હોવાથી, અને લોકો સાધુઓને પીડા થવાથી વ્યગ્ર હોવાથી શ્રીકૃષ્ણજ મારી ગતિ હો.

વિવેચન:—દેશો પણ મ્લેચ્છોથી આક્રાંત એટલે ભરપૂર થયા છે ત્યાં શંકા થાય કે મ્લેચ્છો જો ન્યાય માર્ગે ચાલતા હોય તો શું દોષ છે? ત્યાં કહે છે કે તે મ્લેચ્છો પાપરૂપ છે અને તે પાપરૂપ મ્લેચ્છોનો જ નિવાસ તે દેશો છે જે પાપ મુખ્ય છે તેના જ નિલય એટલે સ્થાન છે. અથવા તે પૂર્વોક્ત પાપ નિલય અંગ બંગ કલિંગાદિ દેશો છે જ્યાં જવાથી પુન: સંસ્કારની આવશ્યકતા છે ત્યાં શંકા થાય કે લોકો વણિક આદિ જો સારા હોય તો પાપની સાથે શું છે? ત્યાં કહે છે કે લોકો પણ સાધુઓને પીડા થવાથી વ્યગ્ર રહે છે. જ્યાં સાધુઓ એટલે સત્પુરૂષોને દુ:ખ પડતું હોય, તે દેશમાં લોક સ્થિર ચિત્ત ન હોઈ શકે તે લોકો એમ ધારે છે કે આ સાધુઓ સદ્ધર્મનું આચરણ કરે છે, તેથી તેઓને અનિષ્ટ થાય છે તેથી તેઓના મનમાં સંદેહ ઉત્પન્ન થાય છે

કે પ્રત્યક્ષ સદ્‌ધર્મ આચરવો કે પ્રાકૃત કર્મ કરવું ? આ પ્રકારના સંદેહથી તેઓ વ્યાકુલ હોય છે. સદ્‌ધર્મથી શુભ થતું નથી, એવું ધારવાથી તેમને ધર્મ ઉપર શ્રદ્ધા રહેતી નથી, તેથી તેઓ પણ સહાયક થતાં નથી. આવી સ્થિતિમાં શ્રીકૃષ્ણ જ મારો આશ્રય હો. જ્યાં દેશની સ્તુતિ કરવામાં આવી હોય ત્યાં કૃષ્ણાનુકૂલ હોય તો જ સ્તુતિ થાય છે. દાખલા તરીકે

अहो अमीषां किमकारि शोभनं
प्रसन्न एषां स्विदुत स्वयं हरिः ।
यै र्जन्मलब्धं नृषु भारताजिरे
मुकुन्द सेवोपयिकं स्पृहा हिनः ॥ भा. ५-१९-२१

અર્થ:—[ દેવો ભારતવર્ષની સ્તુતિ કરે છે ] અહો આ લોકોએ શું પુણ્ય કર્યું હશે ? શું તેમને હરિજ પ્રસન્ન થયા છે કે ? કારણ કે જેઓએ ભારતવર્ષમાં મુકુન્દ સેવોપયોગી મનુષ્ય જન્મલીધો. અમને તેની સ્પૃહા છે. (૨.)

એમ શંકા કરવામાં આવે કે ગંગાજી જેવા પવિત્ર તીર્થો ભૂતલ ઉપર છે, તો કેવળ આશ્રયથી શું વળવાનું છે ? તેના જવાબમાં દ્રવ્યોનું અને તીર્થોનું અસાધકપણું પણ કહેતાં, આશ્રયની પ્રાર્થના કરે છે.

मूलम्.

## गंगादि तीर्थवर्येषु दुष्टैरेवावृतेषु च्च ।
## तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम ॥३॥

સાન્વય પદાર્થ:—**गंगादि तीर्थवर्येषु** [ ગંગા વિગેરે તીર્થોમાં શ્રેષ્ઠ ] **दुष्टै** [ દુષ્ટોથી ] **एव** [ જ ] **आवृतेषु** (આવૃત હોવાથી **च्च** [ અને ] **तिरोहिताधिदैवेषु** [જેમાંથી અધિદૈવ તિરોહિત થયેલા હોવાથી ] **कृष्णः** ઈત્યાદિ.

**અર્થ:**— ગંગા આદિ તીર્થશ્રેષ્ઠો દુષ્ટોથી આવૃત હોવાથી,

તેઓમાંથી અધિદૈવ તિરોહીત થવાથી શ્રીકૃષ્ણજ મારી ગતિ હો.

વિવેચનઃ—ગંગાજી વિગેરે જે તીર્થોમાં શ્રેષ્ઠ છે, તે દુષ્ટોથી વિંટાઈ રહેલાં છે; તેથી તેમનાથી પુરૂષાર્થની સિદ્ધિ થતી નથી. તે તીર્થશ્રેષ્ઠો દુષ્ટોથીજ આવૃત છે એમ કેમ કહો છો ? ત્યાં બ્રાહ્મણો પણ રહે છે. ત્યાં કહે છે કે તે બ્રાહ્મણો તીર્થમાં સદા નિવાસ કરતા હોવાથી તીર્થ સાથે અતિ પરિચય તેમને હોય છે, તેથી અતિ પરિચયથી અનાદર તેઓ કરે છે. તેમને પૂજ્ય બુદ્ધિ હોતી નથી, તેમ ભક્તિ પણ હોતી નથી. વળી દાન લેવાની ઉપાધિ તેમને બહુ વળગેલી હોય છે. માટે તે સ્થિતિમાં રહેવાથી તેમનું પણ દુષ્ટપણું છે; કદાચ એમ શંકા થાય કે તીર્થો સર્વદોષ નિવારક છે તેથી દુષ્ટત્વ ક્યાં રહે ? તેના ઉત્તરમાં એટલું કહેવાનું કે

सर्वेण गांगेन जलेन सम्यग्मृत्स्नाशतेनापि च भाव दुष्टः ।
आजन्मनः स्नानपरोऽपि नित्यं न शुध्यतीत्येव वयं वदामः ॥

અર્થઃ—સર્વ ગંગાજીના જલથી, સારી રીતે સોવાર મૃતિકાથી જન્મથી આરંભી નિત્ય સ્નાન કરવાવાળો, ભાવદુષ્ટ પુરૂષ શુદ્ધ થતો નથી, એમ અમે કહીએ છીએ. એવું આદિત્યપુરાણનું વચન છે. તથા

मत्स्य कच्छप मंडूका जले मग्ना दिवानिशम् ।
वसन्त स्तेपि च स्नानात् फलं नार्हति कर्हिचित् ॥ १ ॥
श्रद्धाविधिसमायुक्तं यत्कर्म क्रियते नृभिः ।
शुचि शुद्धेन भावेन तदानंत्याय कल्पते ॥२॥
विधिहिनं भावदुष्टं कृतमश्रद्धया च यत् ।
तद्धरंत्यसुरा स्तस्य सुमूढस्याकृतात्मनः ॥३॥ याज्ञवल्क्यस्मृति.

અર્થઃ—માછલા, કાચબા તથા દેડકા રાત દિવસ જલમાં ડુબ્યા રહે છે. તેમને નિત્ય ત્યાં રહેતાં છતાં, સ્નાનથી કદી ફળ મળતું નથી. ૧ શ્રદ્ધા અને વિધિથી સારી રીતે યુક્ત માણસોથી જે કર્મ પવિત્રભાવથી થાય છે, તે અનન્તતા માટે કલ્પાય છે. ૨.

બહુ મૂઢ અને અકૃતાર્થનું વિધિહીન, ભાવદુષ્ટ અને જે અશ્રદ્ધાથી કર્યું હોય તે કર્મ અસુરો હરી જાય છે. ૩

વાયુપુરાણુમાં પણ તેમજ કહેલું છે.

**अश्रद्दधानः पापात्मा नास्तिकोऽच्छिन्नसंशयः ।**
**हेतुनिष्टश्च पंचैते न तीर्थफल भागिनः ॥**

અર્થ:—શ્રદ્ધા વિનાનો, પાપાત્મા, નાસ્તિક, સર્વમાં હેતુ શોધવાવાળો, જેના સંશયોનો નાશ થયો નથી તે, એ પાંચેને તીર્થફલનો ભાગ મળતો નથી.

શ્રીમદ્ભાગવત ષષ્ટસ્કંધમાં શ્રીશુકદેવજી કહે છે કે;

**प्रायश्चित्तानि चीर्णानि नारायण पराङ्मुखम् ।**
**न निष्पुनन्ति राजेन्द्र सुराकुम्भ मिवापगाः ॥**

અર્થ:—કરેલા પ્રાયશ્ચિતો, હે રાજેન્દ્ર! નારાયણુથી બહિર્મુખ જનને પાવન કરતા નથી; જેમ નદીઓ મદીરાના કુમ્ભને પવિત્ર કરી શકતી નથી.

આ વાકયો એમ કહે છે કે તીર્થો ભગવાનથી વિમુખ અને નાસ્તિકોના દોષનું નિવારણુ કરી શકતા નથી. આ સ્થલે એવી શંકા ઉપસ્થિત થવાનો સંભવ છે કે, તીર્થોની પાવન કરવાની શક્તિ સહજ છે તો વસ્તુશક્તિમાં અપવાદ કેમ હોઈ શકે? જેમ અગ્નિ કદી બાળતો નથી એવું કદી જોવામાં આવતું નથી. તે શંકાના નિરાકરણુમાં કહેવામાં આવે છે કે, તે તીર્થોમાં તેમના આધિકદૈવિક સ્વરૂપ રહેતાં હોય તો કદી અપવાદ થાય નહિં, પણુ કલિયુગમાં તો આધિદૈવ તિરોહિત થયાં હોય છે. દુષ્ટ પ્રતિ તેમનો કદી આવિર્ભાવ થતો નથી. માત્ર સાધુ પુરૂષો પ્રતિજ તેમનું પ્રાકટ્ય થાય છે. એટલા માટે શાસ્રાર્થ નિબંધમાં શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે

**तीर्थावापि या मुक्तिः कदाचित् कस्यचित् भवेत् ।**
**कृष्णप्रसाद युक्तस्य नान्यस्यैव विनिश्चयः ॥**

ભાવાર્થ:—કાશી વિગેરે તીર્થમાં મુક્તિ થાય છે, એમ પ્ર-

સિદ્ધ છે. જેને મુક્તિ આપવાની હોય તેને મહાદેવજી તારક બ્રહ્મનો ઉપદેશ આપે છે. તેમ સર્વને એ ઉપદેશ થતો નથી. કારણકે કાશીમાહાત્મ્યમાં પાપીઓને ભૈરવી યાતના કહી છે. જો સર્વને ઉપદેશ થતો હોય તો કોઇને ભૈરવીયાતના ન સંભવે માટે પાતકના અન્તમાં કોઇકને કદાચિત્ ઉપદેશ મળે છે. જેના ઉપર શ્રી કૃષ્ણની કૃપા થાય છે તેનેજ મહાદેવજી તારક બ્રહ્મનો ઉપદેશ આપે છે, અને તેનેજ મુક્તિ મળે છે. જો સર્વને મુક્તિ મળતી હોય તો '**यमेवैष वृणुते**' એ શ્રુતિમાં કહેલ વરણથી ઉત્તમ ફલની પ્રાપ્તિનું કથન વ્યર્થ થાય. કેવળ કાશીમાં રહેવાથીજ મુક્તિ મળતી હોય તો મુક્તિ માટે શાસ્ત્રોમાં કહેલ અન્યસાધનો નિરર્થક થાય. માટે શ્રીકૃષ્ણનો પ્રસાદ થાય ત્યારે શ્રીકૃષ્ણ તીર્થદ્વારા મુકિત આપે તેમાં બીજું પણ પ્રયોજન હોય છે. તેમાં તીર્થોનું માહાત્મ્ય વધારવાનું હોય છે. જેમ નામનું માહાત્મ્ય પ્રકટ કરવાની ઈચ્છા ભગવાનને થઈ, ત્યારે નામદ્વારા અજામિલને ભગવાને મુકિત આપી. કદાચિત્ પ્રેમરહિત ને મુકિત મળવાના ચિન્હ દ્રષ્ટિગોચર કોઈ સ્થળે થતાં હોય, તો એનું સમાધાન એમ સમજવું કે તેની સાધન સમ્પત્તિ તો છે, પણ ભગવદિચ્છાથી પ્રાકૃત પણું દેખાતું હતું. માટે ભગવાનની કૃપા વિના મુકિત નથી એ ત્રિકાલાબાધિત નિયમ છે. એટલા માટે યુધિષ્ઠિરે વિદુરજી પ્રત્યે કહ્યું છે કે,

**भवद्विधा भागवता तीर्थीभूतास्स्वयं विभो।**
**तीर्थी कुर्वन्ति तीर्थानि स्वांतस्थेन गदाभृता ॥ भा० १–१३–९**

અર્થઃ—હે પ્રભો ! આપ સરખા ભાગવતો પોતે પાવન થયેલા છે, તે સ્વહૃદયમાં ગદાધારણ કરી રહેલા ભગવાન્ વડે તીર્થોને પણ પાવન કરે છે. આ સ્થલે સ્પષ્ટ થાય છે કે ગંગાજી સરખા તીર્થો પાપનાશક છે પણ તે પાપ તીર્થોમાં આવે છે, તે પાપો સત્પુરૂષો (ભગવદીઓ) તીર્થમાં જ્યારે જાય ત્યારે તેમનામાં પ્રવેશ કરે છે. પ્રાણ તત્વરૂપ ગદા છે. તે ગદા ધારણ કરીને સ્થિતિ કરી રહેલ

ભગવાન્ તીર્થોના પાપો ભગવદીઓના અંતઃકરણમાં આવેલા હોય તેનો ગદાવડે નાશ કરે છે. જો ગંગાજી સરખા તીર્થોમાંથી અધિદેવ તિરોહિત ન થયાં હોય તો બીજા દોષ દેખાતા ન હોવાથી, તીર્થોને પણ પાવન કરવાનો અર્થ શું ? આવા સંયોગોમાં મારી ગતિ શ્રીકૃષ્ણ હો. એરો પૂર્વ પ્રમાણે સમજી લેવું. (૩)

એમ શંકા થાય કે દેશકાલાદિ ભલે અપવિત્ર હોય પણ જો કર્તા પોતે શુદ્ધ હોય તો બીજાના નિરાસ પૂર્વક આશ્રયની પ્રાર્થના શા માટે કરો છો ? ત્યાં કર્તાનું પણ અસાધકપણું કહેતાં આશ્રયની પ્રાર્થના કરે છે.

मूलम्.

**अहंकार विमूढेषु सत्सु पापानुवर्तिषु ।**
**लाभ पूजार्थ यत्नेषु कृष्ण एव गतिर्मम ॥४॥**

સાન્વય પદાર્થ:—**सत्सु** ( પંડિતો સત્પુરૂષો ) **अहंकार विमूढेषु** ( અહંકારથી વિમૂઢ થયેલા હોવાથી ) **पापानुवर्तिषु** ( પાપીઓનો અનુસરનાર હોવાથી ) **लाभ पूजार्थ यत्नेषु** ( લાભ અને પુજા માટે યત્ન યુક્ત હોવાથી ) **कृष्ण** ઈત્યાદિ.

અર્થ:—પંડિતો અહંકારથી વિમૂઢ થયેલા હોવાથી, અને પાપીઓને અનુસરતા હોવાથી તેમજ તેમનો યત્ન લાભ અને પુજા માટે હોવાથી; શ્રીકૃષ્ણ મારી ગતિ હો.

વિવેચન:—પંડિતોને એવો અહંકાર આવ્યો છે કે અમે શાસ્ત્રોને જાણનાર છીએ, તેથી તેઓ બીજાને પુછતા પણ નથી. તેઓનો માયાવાદાદિ વિવાદોમાં અભિનિવેશ હોય છે, તેથી તેઓ અત્યંત મૂઢ થઈ જાય છે; અને તેથી તેઓનાં જ્ઞાન તેમ તેમની કૃતિ પણ દુષ્ટ છે. તેમનો યત્ન શુદ્ધ કર્મ માટે નથી, પણ લાભ અને પુજા માટેજ છે. પારમાર્થિક કર્મ પણ તેઓ લાભ પુજા માટેજ કરે છે. તેઓ સત્પુરૂષો પાપીઓને કે પાપને અનુસરે છે. તેઓમે સંગ દુષ્ટ હોય છે, તેમજ તેઓનુ અન્ન પણ દુષ્ટ હોય છે. એ બન્ને બલવ-

ફળબાધક છે, તેથી તેઓને સ્વતઃ ફલ સિદ્ધિ થતી નથી. ભગવાનનો આશ્રયમાં તો વેદાર્થ પણ સ્ફુરે અને સ્વદોષ પણ સ્ફુરે, તેથી ભગવત્ કૃપાથી ફલસિદ્ધિ થાયજ. વેદનો અર્થ તો ભગવાન્ જાણે કે ભગવદીયજ જાણે. આવી સ્થિતિમાં શ્રીકૃષ્ણ મારો આશ્રય હો. (૪)

એજ પ્રમાણે મંત્રોનું પણ અસાધકપણું નિરૂપણ કરે છે.

## मूलम्.

## अपरिज्ञाननष्टेषु मंत्रेष्व व्रत योगीषु ।
## तिरोहितार्थ देवेषु कृष्ण एव गतिर्मम ॥५॥

સાન્વય પદાર્થ—**मंत्रेषु** ( મંત્રો ) **अपरिज्ञान नष्टेषु** ( તાત્પર્ય જ્ઞાનના અભાવથી નષ્ટ થયેલા હોવાથી ) **अव्रत योगिषु** ( વ્રત–નિયમ પુર્વક તેમનો યોગ નહિં થતો હોવાથી ) **तिरोहितार्थ देवेषु** ( તેઓમાંથી અર્થ અને દેવ તિરોહિત થયેલા હોવાથી ) **कृष्ण** ઇત્યાદિ.

અર્થઃ—મંત્રોનું તાત્પર્યજ્ઞાન નહિ હોવાથી તેમજ નિયમ પુર્વક નહિં ધારણ કરવાવાળાની સાથે સંબંધ પામવાથી, અર્થ અને દેવ તિરોહિત થવાથી શ્રીકૃષ્ણજ મારી ગતિ હો.

વિવેચનઃ—વેદ અને આગમમાં કહેલા મંત્રો એટલે મંત્રોનું ફલ, દેવતા, સ્વરૂપનું અજ્ઞાન હોવાથી મંત્રો નષ્ટપ્રાય થઈ ગયા છે. પ્રથમ ગુરૂકુલવાસ તેમ બ્રહ્મચર્ય, શૂદ્રનું અસાંનિધ્ય એટલે સાથે રહેવાપણું નહિં અને વિધિપુર્વક પઠિત મંત્રો હોય તેજ ફલસિદ્ધ કરે છે. ઉપર પ્રમાણે વ્રત ન ધારણ કરે તેવા સાથે સંબંધ થવાથી મંત્રો અસાધક થાય છે. આગમમાં કહેલા મંત્રોનું તાત્પર્ય ન જાણવાથી તેમના અર્થ અને દેવનું પણ તિરોધાન થયું છે. અર્થ અને દેવનું તિરોધાન થવાથી, તે મંત્રો ફલસિદ્ધ કરી શકતા નથી. ભગવદાશ્રયથી તો '**यस्यस्मृत्या च नामोक्त्या**' એ શ્લોકથી સર્વ સંપૂર્ણ થાય છે. માટે મંત્રો પણ સાધક નથી. આવી સ્થિતિમાં ભગવાન્ શ્રીકૃષ્ણ મારો આશ્રયહો એમ પૂર્વ પ્રમાણે સમજી લેવું. ૫

મીમાંસા આદિથી મંત્રોના તાત્પર્યનો નિર્ણય થયો છે, માટે

કર્મથીજ ફલસિદ્ધિ છે. આશ્રયથી શું થવાનું છે? એમ કોઈ કહે ત્યાં કર્મોનું પણ અસાધકપણું બતાવતાં આશ્રયની પ્રાર્થના કરે છે.

## मूलम्

**नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ।**
**पाखंडैक प्रयत्नेषु कृष्णएव गतिर्मम ॥६॥**

સાન્વય પદાર્થઃ—**सर्वकर्म व्रतादिषु** ( સર્વ કર્મ વ્રત ઈત્યાદિ ) **नानावाद विनष्टेषु** ( ભિન્ન ભિન્ન વાદોથી નષ્ટ થયાં હોવાથી ) **पाखंडैक प्रयत्नेषु** ( પાખંડમાંજ પ્રયત્ન હોવાથી ) **कृष्ण** ઇત્યાદિ. પૂર્વવત્

અર્થઃ—સર્વ કર્મો અને વ્રતોનો ભિન્ન ભિન્ન વાદોથી નાશ થયેલો હોવાથી તથા પાખંડ માટેજ પ્રયત્ન હોવાથી શ્રીકૃષ્ણજ મારી ગતિ હો. ૬

**વિવેચનઃ**—કર્મો–સોમયાગ વિગેરે અને વ્રતોમાં નાનાવાદના પ્રવેશથી, તેમનો નાશ થયો છે. દાખલા તરીકે કહે છે કે આ દેખાતો પ્રપંચ જેને શ્રુતિપુરાણાદિ સત્ય અને બ્રહ્મરૂપ કહે છે તે મિથ્યા છે. પ્રપંચમાં વેદનો પણ સમાવેશ થાય છે, માટે જે વેદ કહે છે તે પોતાના અજ્ઞાન કલ્પિત જ કહે છે. અને વેદો વ્યવહાર માત્રમાં પ્રમાણ છે. વેદ બોધિત કર્મો પણ અજ્ઞાનકલ્પિત હોઈ મિથ્યા જ છે, તેથી પારમાર્થિક પુરૂષાર્થ નથી. માટે કંઈ કર્તવ્ય પણ નથી તેમજ પ્રાપ્ત કરવાનું પણ નથી, એવો કેટલાકનો વાદ છે.

બીજાઓ આ પ્રમાણે કહે છે '**परमेष्टिनो वा**' એ શ્રુતિમાં બ્રહ્માદિનો પણ યજ્ઞથીજ ઉત્કર્ષ કહ્યો છે પૂર્વવાસનાથીજ ઉત્તરમાં પ્રવૃત થવાય છે, માટે કર્મજ કરવું. તેનાથીજ ફલસિદ્ધિ થાય છે. કોઇની ઉપાસના કરવાની આવશ્યક્તા નથી. તેમ કોઈ ફલદાતા પણ નથી, પ્રવર્તક પણ નથી. દેવતા પણ ચેતન નથી, માત્ર મંત્રમય્યી છે. આ પ્રકારે ઇશ્વરની આવશ્યક્તા નથી કેટલાએકનો તો એવો

વાદ છે કે શાસ્ત્રથી સોલ પદાર્થના જ્ઞાન પછી શ્રવણ, મનન અને નિદિધ્યાસન પછી પોતાનો આત્મા પ્રકટ દર્શન દે છે, ત્યારે દુ:ખની અત્યંત નિવૃત્તિ થાય છે. ભગવાન્ સેવવાની આવશ્યકતા નથી, તેમજ ફલ પણ ભગવાન્ નથી.

બીજાઓ એવો મત ધરાવે છે કે પ્રકૃતિ અને તેના વિકારોનો વિલય થયા પછી પુરૂષનું સ્વરૂપથી અવસ્થાન એટલે સ્થિતિ એજ ફલ છે. ભગવાનને સેવવાની જરૂર નથી તેમજ તે ફલ પણ નથી.

આવા પ્રકારના ભિન્ન ભિન્ન વાદોથી વિશેષે કરીને સર્વ કર્મ અને ફલો નષ્ટ થઈ ગયા છે. ઉલટું, વિપરીત અર્થનો નિશ્ચય થવાથી વેદોક્ત ફલ સિદ્ધ થતું નથી તેથી તેઓનો નાશ થયો ગણાય છે. વસ્તુત: તો **पुरुष एवेदं सर्वं** ( આ સર્વ પુરૂષજ છે ). **एतदात्म्यमिदम्** ( આનો આત્મા બ્રહ્મ છે. ) **सर्वस्य वशी सर्वस्येशानः** ( સર્વને વશ કરવાવાલા અને સર્વ નિયામક બ્રહ્મ છે ). **एष एव तं साधु कर्म कारयति** ( જેને ઉંચું પદ આપવાથી ઇચ્છા કરે છે તેની પાસે બ્રહ્મ ઉત્તમ કર્મ કરાવે છે. ) તેમજ

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भाव समन्विता ॥ गीता १०–८

અર્થ:—હું સર્વનું કારણ છું અને મારાથી સર્વની પ્રવૃત્તિ છે એમ જાણી પંડિતો ભાવયુક્ત થઈ મને ભજે છે.

**कोनु राजन्निन्द्रियवान् मुकुन्दचरणाम्बुजम् ।**
**न भजेत् सर्वतो मृत्यु रुपास्यममरोत्तमैः ॥**

અર્થ:—હે ! રાજન્ ! દેવોમાં શ્રેષ્ઠથી ઉપાસના કરવા યોગ્ય મોક્ષદાતા ભગવાનનાં ચરણકમલને, જેને ચોતરફથી મૃત્યુ છે એવો કોણ ઇંદ્રિયવાળો ન ભજે ?

**देवोऽसुरो मनुष्यो वा यक्षो गन्धर्वएवच ।**
**भजन्मुकुन्दचरणं स्वस्तिमान् स्याधया वयम् ॥ भा. ७–७–५०**

અર્થ:—( પ્રલ્હાદજી અસુરપુત્રો પ્રતિ કહે છે ) દેવ, અસુર, મનુષ્ય, યક્ષ કે ગન્ધર્વ મોક્ષદાતા ભગવાનના ચરણને ભજે તો જેમ અમારૂં કલ્યાણ થયું તેમ તેનું થાય.

**फलमतउपपत्तेः** (આ શ્રીકૃષ્ણ બ્રહ્મથીજ ફલ છે એવી ઉપપત્તિ છે) આ બ્રહ્મસૂત્રના સૂત્રમાં સિદ્ધ કર્યું છે કે ફલદાતા શ્રીકૃષ્ણજ છે.

**देवा वै सत्रमासत** ( દેવોએ સત્ર કર્યો ).

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसिमे ॥ गीता १८–६५**

અર્થ:—મારામાંજ મન રાખ, મારો ભક્તથા. મારૂં ભજન કર મને નમસ્કાર કર. તું મનેજ પામીશ એ સત્ય છે. તું મને પ્રિય છો એ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.

એ ઉપરના શ્રુતિ સ્મૃતિ પુરાણ અને ન્યાયના વાક્યોથી એમ સિદ્ધ થાય છે, કે પ્રપંચ બ્રહ્મરૂપ છે. સત્યપણાથી જે કર્મ કરાય તેજ ફલદાયક છે. ભગવાન્ સર્વના ઇશ્વર છે, માટે સર્વેએ સેવવા જોઇએ. સર્વના પ્રવર્તક અને ફલદાતા પણ તેજ છે. મંત્રોના દેવતા પણ ચેતન છે. નહિતર તૃપ્તિ કોને થાય ? ભગવાન્ સાથે સાયુજ્ય એ મોક્ષ છે. ભગવાન્ આનંદરૂપ છે માટે ફળરૂપ છે. આ અર્થ કરતાં અન્યથા નિરૂપણ કરવાવાળા વાક્યો કલ્પિત હોવાથી સ્વમતાગ્રહનુંજ પરિણામ છે. નિષિદ્ધ દશમીવિદ્ધ એકાદશી કરવાથી પણ બુદ્ધિ અન્યથા થાય છે. અત્ર કર્મ અને વ્રત એમ જુદાં જુદાં બતાવ્યા છે. વ્રત જોકે કર્મજ છે પણ તે જ્ઞાનાદિનું અંગ છે એમ બતાવવા માટે તેનું પ્રથક્ ઉપાદાન થયું છે. અત્ર કદાચ શંકા થાય કે, એ પ્રમાણે પ્રપંચ મિથ્યાવાદી અને કર્મોનું અસત્યપણું સ્વીકારવાવાળા પોતે જે કર્મ કરે છે, તેનુંજ બોધન અન્યને કરે છે. જો તેઓને મિથ્યાત્વ નિષ્ફલત્વ અને આનંદાભાવનું જ્ઞાન હોય તો પોતે તે કેમ કરે ? અને બીજાને કેમ બોધ કરે ? વળી તે તે મતોના પ્રવર્તકો મહાન્ પુરૂષો છે. શંકર, જૈમિનિ ગૌતમ કણાદાદિના મતો અસ્વીકાર્ય કેમ ? તેના જવાબમાં કહે છે કે પાખંડ નિમિત્તજ તે-

મનો મુખ્ય પ્રયત્ન છે. પાખંડમાં તેઓનો પ્રયત્ન છે એમ નીચેના પદ્મપુરાણના શ્લોકો ઉપરથી સ્પષ્ટ થાય છે.

त्वं च रुद्र महाबाहो मोहशास्त्राणि कारय ।
अतथ्यानि वितथ्यानि दर्शयस्व महाभुज ॥
प्रकाशं कुरु चात्मानमप्रकाशं च मां कुरु ॥

અર્થ:—હે રૂદ્ર ! મહા બાહો ! અસત્ય અને ખોટા મોહશાસ્ત્રો બનાવો અને હે મહાભુજ ! તે લોકોને દર્શાવો તમારો પોતાનો પ્રકાશ કરો અને મારો અપ્રકાશ કરો. તથા ભગવાને રૂદ્રને કહ્યું છે કે,

त्वामाराध्य तथाशम्भो ग्रहीष्यामि वरं सदा ।
द्वापरादै। युगे भूत्वा कलया मानुषादिषु ॥
स्वागमैः कल्पितैस्त्वंच जनान् मद्विमुखान् कुरु ।
मां च गोपय येन स्यात् सृष्टिरेषोत्तरोत्तरा ॥

અર્થ:—હે શમ્ભો ! તમને આરાધીને સદા હું વર ગ્રહણ કરીશ. દ્વાપરાદિયુગમાં માનુષાદિમાં કલાથી જન્મ ધારણ કરીને કલ્પિત શાસ્ત્રોથી તમે જનોને મારાથી વિમુખ કરો અને મને ગુપ્ત રાખો, જેથી આ સૃષ્ટિ ઉત્તરોત્તર ચાલી જાય.

આ શ્લોકોથી એમ સિદ્ધ થાય છે કે રૂદ્રને પાંખડ પ્રવૃત કરવાની ભગવદાજ્ઞા થઈ છે, તેથીજ તેમની પાખંડમાં પ્રવૃત્તિ છે. પોતે જે કર્મ કરે તેથી પોતાનું મહત્વ જણાવે ત્યારે જે મોટા પુરૂષો કરે તેને અન્ય જનો અનુસરે એ ન્યાયથી, આધુનિકોને તેથી મોહ થાય છે. કદી દેવોએ શાસ્ત્રો કરેલ છે એટલાજ ઉપરથી તે શાસ્ત્રોનું મહત્વ તેમ સત્ત્વ નથી; પણ જો વેદથી અવિરોધી હોઈ ને વેદને અનુસરે તોજ તે શાસ્ત્ર પ્રમાણભૂત ગણાય. જો એમ ન હોય તો બૃહસ્પતિએ પ્રવર્તાવેલ બૌદ્ધશાસ્ત્રનું સમ્મત્વ સ્વીકારવું પડશે, માટે પિષ્ટપેષણ કરવાની આવશ્યક્તા નથી. આવા સંયોગોમાં શ્રીકૃષ્ણજ મારી ગતિ હો. (૬)

કદાચ એવી શંકા થાય કે ‘ ધર્મથી પાપ દૂર જાય છે અને સર્વ ધર્મમાંજ પ્રતિષ્ઠિત છે ’ એ શ્રુતિથી એમ જણાય છે કે પ્રથમ તો દોષના અભાવ માટે ધર્મ કરવો જોઇએ. ધર્મથી ચિત્તશુદ્ધિ થાય ત્યારે ભગવાનનું માહાત્મ્ય અને સ્વરૂપ જણાય પછી આશ્રયાદિ કરવું. નહિ કે દોષસહિત હોય તોપણ તરતજ આશ્રય કરવો. કારણકે તેમ ન હોય તો ‘ યોગિઓ પણ જેનું ધ્યાન કરે છે તેવા ભગવાન્ ક્યાં અને અનેક દોષથી દુષ્ટ જીવ ક્યાં ? ’ એવા વિચારથી આશ્રય કેમ થાય ? આ શંકાનું નિરાકરણ આ પ્રમાણે થાય છે. શ્રુતિ કહે છે કે,—

नायमात्मा प्रवचनेन लभ्यो नमेधया न बहुनाश्रुतेन
यमेवैषवृणुते तेन लभ्यः ।

અર્થ:—આ આત્મા વ્યાખ્યાન કરવાથી પ્રાપ્ત થતો નથી, તેમ બુદ્ધિથી પણ નથી મળતો, તેમજ બહુજ શાસ્ત્ર શ્રવણથી પણ પ્રાપ્ત થતો નથી. જેનું તે વરણ કરે છે તેનાથીજ તે લભ્ય છે.

જડભરત પંચમસ્કંધમાં રહૂગણ પ્રતિ કહે છે કે

रहूगणैतत् तपसा न याति न चेज्यया निर्वपणाद्गृहाद्वा
न छन्दसा नैव जलाग्निसूर्यैर्विना महात्पादरजोभिषेकम् ॥

અર્થ:—હે રહૂગણ એ જ્ઞાન તપથી, યજ્ઞથી, ગૃહમાંથી નીકળી જવાથી, વેદથી, તેમ જળ, અગ્નિ અને સૂર્યથી મહાન્ પુરૂષોના પાદરજના અભિષેક વિના આવતું નથી. ભા. ૫—૧૧—૧૨

આ વાક્યોથી એમ જણાય છે કે જેના ઉપર મહાન પુરૂષોનો અનુગ્રહ થયો છે કે જેઓ ભક્તિવાળા છે તેઓ દોષવાળા હોય તોપણ શ્રીકૃષ્ણનો આશ્રય પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણનું માહાત્મ્ય પણ અનુગ્રહગમ્ય છે. મહાપુરૂષના અનુગ્રહથી સર્વ સિદ્ધ થાય છે, એવા અભિપ્રાયથી ભક્તોના ચતુર્વિધ પુરૂષાર્થરૂપ ભગવાન્ જ છે, એમ બતાવવા માટે પ્રથમ ધર્મરૂપપણું કહે છે અને આશ્રયનું નિ·રૂપણ કરે છે.

मूलम्

**अजामिलादि दोषाणां नाशकोनुभवेस्थितः**
**ज्ञापिताखिलमाहात्म्य कृष्णएव गतिर्मम ॥ ७ ॥**

સાન્વય પદાર્થ—**अजा मिलादि दोषाणाम्** (અજામિલ આદિના દોષોના **नाशकः** (નાશ કરવાવાળા) **(अनुभवे)** [ અનુભવમાં ] **स्थित,** ( આવ્યા ) **ज्ञापिताखिल माहात्म्यः** ( સર્વ માહાત્મ્ય જેણે જણાવ્યું છે એવા ) **श्रीकृष्ण** ઇત્યાદિ. પૂર્વવત્.

અર્થ:—અજામિલાદિના દોષના નાશક અનુભવના વિષય થયા. અને જેણે અખિલ માહાત્મ્ય જણાવ્યું તે શ્રીકૃષ્ણ મારી ગતિ હો. ૭

વિવેચન:—અજામિલાદિના દોષ અનુભવના વિષય થયા હતા, તે દોષના નાશક ભગવાનજ છે. તે પ્રસંગથી સમસ્ત માહાત્મ્ય પોતાનું ભગવાને બતાવ્યું છે. આથી પાપ નિવારકપણું અને ઈષ્ટપ્રાપકપણું એ ધર્મ કાર્ય કહ્યું તેથી દોષ હોય તોપણ શ્રીકૃષ્ણનો આશ્રયજ કરવો. ભગવદીયોને તો દોષની ઉપસ્થિતિમાં પ્રાયશ્ચિત ન કરતાં શ્રીકૃષ્ણનો આશ્રયજ કરવો એમ સૂચન થાય છે.

અથવા અજામિલે પ્રભુનું નામ સમજીને 'નારાયણ' નું નામ લીધું ન હતું. તે તો પુત્રાસક્ત હોવાથી પુત્રનુંજ નામ લેતો હતો. પણ 'નારાયણ' એ શબ્દ સાક્ષાત્ પ્રભુની સાથે સંબંધ ધરાવતો ન હોતો કારણકે તેને પુત્રના નામનુંજ અનુસંધાન હતું. પણ પ્રભુએ સ્વમાહાત્મ્ય નામદ્વારા જણાવવા માટે તે 'નારાયણ' શબ્દને પરંપરાથી સ્વનામ સાથે સંબંધ કરાવી પોતે ભક્તોના અનુભવ વિષય થયા. તે અજામિલદ્વારા અનુભવનો વિષય થયા. મહત્પુરૂષોના અનુગ્રહથી સર્વ લીલારૂપ માહાત્મ્ય પ્રભુએ બતાવ્યું છે. (૭)

કદિ એમ શંકા થાય કે "સ્વાધ્યાયનું અધ્યયન કરવું. જે જે કૃતુનું અધ્યયન કરે છે તેનાથી તેનું ઇષ્ટ થાય છે" "અગ્નિ વાયુ અને આદિત્યનું સાયુજ્ય તેને મળે છે" એ વાક્યોથી કર્મમાર્ગમાં પણ બ્રહ્મયજ્ઞ અને અધ્યયનથી સાયુજ્યની સિદ્ધિ થાય છે. વળી

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यंच कुटस्थमचलं ध्रुवम् ॥ गीता. १२—३

અર્થ:—જે અનિર્દેશ્ય અવ્યક્ત, વ્યાપક, અચિંત્ય, કુટસ્થ, અચલ અને ધ્રુવ એવા અક્ષરની ઉપાસના કરે છે.

એ વાકયથી જ્ઞાનથી પણ અક્ષરનું સાયુજ્ય થાય છે. તો શ્રી કૃષ્ણના આશ્રયમાં શું વિશેષ છે? તો પછી તેની પ્રાર્થના શામાટે કરવામાં આવે છે? તેના જવાબમાં સર્વ સ્વરૂપના નિર્ણયપૂર્વક તારતમ્યના જ્ઞાનાર્થ, ભગવાનનું અર્થરૂપપણું કહેતાં આશ્રય નિરૂપણ કરેછે.

मूलम्

**प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् ।**
**पूर्णानंदो हरिस्तस्मात् कृष्णएव गतिर्मम ॥८॥**

સાન્વય પદાર્થ:—**सकल** [ સર્વ ] **देवाः** [ દેવો ] **प्राकृता** [ પ્રાકૃત છે ] **बृहत्** [ અક્ષર બ્રહ્મ ] **गणितानन्दकम्** [ પરિણિત આનંદયુક્ત છે ] **हरिः** [ સર્વ દુખ હરણશીલ ભગવાન્ ] **पूर्णानन्दः** [ પૂર્ણ આનન્દવાળા છે ] **तस्मात्** [તેથી] **कृष्ण** ઇત્યાદિ. પૂર્વવત્.

અર્થ:—સર્વ દેવો પ્રાકૃત હોવાથી, અક્ષરબ્રહ્મનો આનંદ ગણિત હોવાથી અને હરિ પૂર્ણાનંદ હોવાથી કૃષ્ણજ મારી ગતિ હો. ૮

વિવેચન:—સઘળા દેવો પ્રાકૃત એટલે સત્વાહંકારમાંથી ઉત્પન્ન થયા છે, અને અક્ષરબ્રહ્મના આનંદની ગણના ઉપનિષદ્‌માં છે તેથી કૃષ્ણજ હરિ એટલે સર્વ દુ:ખ હરતા છે, અને પૂર્ણ આનંદરૂપ છે. અથવા શ્રીકૃષ્ણથીજ પૂર્ણ આનંદ પ્રાપ્ત થાય છે. અથવા શ્રીકૃષ્ણમાંથી જ પૂર્ણ આનંદ મળે છે; તેથી શ્રીકૃષ્ણ જ મારી ગતિ હો. કદાચ દેવોનું સાયુજ્ય પ્રાપ્ત થાય, તોપણ દેવોને પ્રકૃતિની ઉપાધિ છે, તેથી તે મુક્તિ સગુણ છે. ભગવાન્ પણ આજ્ઞા કરે છે કે;

**आब्रह्मभुवना ल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ॥ गीता.**

અર્થ:—હે અર્જુન ! બ્રહ્મના લોકથી આરંભી આ લોકો પુનરાવર્તનને વશ છે. એટલે ફરીથી આવે છે.

આથી એમ સિદ્ધ થાય છે કે બ્રહ્મલોક સુધી જેઓ ગયા છે તેને પણ સંસારમાં પાછું પડવું પડે છે. જ્ઞાનમાર્ગમાં અક્ષર મુક્તિ મળે છે; પણ અક્ષરનો આનંદ ગણિત છે. અક્ષર અવ્યક્ત છે. પુરૂષોત્તમની અપેક્ષાથી અક્ષર અલ્પ છે. શ્રીકૃષ્ણ પૂર્ણાનંદ હોવાથી મુક્તિ દાયક પણ તેજ હોવાથી તેના શરણની ભાવના કરવી. તેથી શ્રીમદાચાર્ય ચરણે નિબંધમાં આજ્ઞાં કરી છે કેઃ—

**निर्गुणा मुक्तिरस्माद्धि सगुणा सान्यसेवया ।**

અર્થઃ—શ્રીકૃષ્ણથી નિર્ગુણ મુક્તિ થાય છે. અન્યની સેવાથી સગુણ મુક્તિ થાય છે.

અત્ર એક શંકા ઉપસ્થિત થાય છે કે શ્રીકૃષ્ણને તમે પૂર્ણાનંદ કહો છો, પણ નીચેના વાકયથી તો તે અંશજ સિદ્ધ થાય છે.

**ताविमौ वै भगवतो हरे रंशाविहागतौ ।**
**भारव्याय च भुवः कृष्णौ यदु कुरुद्वहो ॥** भा.४–१.५९

અર્થઃ—તે બન્ને કૃષ્ણો યદુ અને કુરૂકુલના ઉદ્ધારક ભગવાનના અંશ અત્ર આવ્યા છે.

આ સ્થલે કૃષ્ણ અને અર્જુનને ભગવાનના અંશ કહ્યા છે, અને દેહ તો દેવતાઓમાં પણ પાંચ ભૌતિક હોવાથી જન્યજ હોય છે અને કૃષ્ણનો જન્મ શાસ્ત્રમાં શ્રવણ થાય છે. માટે શ્રીકૃષ્ણ પૂર્ણ કેમ?

તેનો ઉત્તર એમ છે કે ઉપરનો શ્લોક એ અર્થ બતાવતો નથી. તેનો અર્થ આ પ્રમાણે છે. ભગવાન ભકતોની આર્તિ દૂર કરવા માટે અને સુખદાનાર્થ પ્રકટ થયા છે. આ મૂળરૂપ શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય કારણ છે. પણ જ્યારે મૂળરૂપ ભૂતલ ઉપર પધારે, ત્યારે અંશવ્યૂહાદિ સ્વરૂપો પણ મૂળરૂપમાંજ આવે છે. એટલે આ શ્રીકૃષ્ણ અર્જુનમાં ભૂભાર ઉતારવા માટે હરિના બન્ને અંશો મૂળરૂપમાં આવ્યા કારણકે યદુ અને કુરૂકુલનો ઉત્કર્ષ કરવો એ અંશાવતારનું કાર્ય છે. તે બન્ને અંશો આ મૂળરૂપ પ્રકટ થયું ત્યારે તેમાં તેઓનો પ્રવેશ થયો. અમૂક અમૂક કાર્ય કરવા માટે ભગવાન્ તે તે અંશની અપેક્ષા રાખે છે; આ બન્ને અંશો સંકર્ષણાંશ છે, તેથી ભૂભારહર-

શુમાં ઉપયોગી છે. અંશનોજ તે અવતાર હોવાથી પૂર્ણાવતાર ન કહેવાય બાકી શ્રીકૃષ્ણતો પૂર્ણ છે. कृष्णस्तु भगवान् स्वयम् ( અર્થ. શ્રીકૃષ્ણ તો ભગવાન્ સ્વયં છે). वसुदेवगृहे साक्षात् भगवान् पुरुषःपर ( વસુદેવગૃહે સાક્ષાત્ ભગવાન્ પરમ પુરૂષ અવતરશે ). એ વાક્યો શ્રીકૃષ્ણ પૂર્ણ ન હોય તો વિરૂદ્ધ થાય. શ્રી ભાગવત તત્વદીપ નિબંધમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે:—

सर्वातिरिक्तरूपेण नरः स्वावेशधारक ।
तपोतिरिक्तकार्यंतु पूर्णे कृष्णे न चान्यथा ॥

આ શ્લોકનો અર્થ એવો છે કે ' સર્વ કાર્યના કર્તા હોવાથી સર્વરૂપ નારાયણ છે. અને તે પુષ્ટિકાર્ય કરે છે તેથી અતિરિક્ત અવતાર છે. કદાચ એવી શંકા થાય કે તે અધિકારી ( બ્રહ્માતુલ્ય ) હશે ત્યાં કહે છે કે ભગવાન્ આવેશને ધારણ કરવાવાળા છે. નરતો તેવો અંશ ધારણ કરે છે, પણ તે અવતાર નથી. ' ताविमो ' એ વાક્ય ' કૃષ્ણ સ્વયં ભગવાન્ છે ' તેની સાથે વિરૂદ્ધ છે, એવી શંકા થાય તો કહે છે કે, તપથી અન્ય કાર્ય નારાયણ કે નર નથી કરતા. માર્ગદ્વયના સ્થાપનાર્થ અવતરેલા હોવા છતાં પૂર્ણના પ્રાકટ્ય વિના કાર્ય થાય નહિં માટે કૃષ્ણમાં જ તે બન્ને અંશોનો પ્રવેશ થયો છે.

દેહનું જે પાંચ ભૌતિકપણું કહો છો અને તેની સાથે જન્યત્વ સ્વીકારો છો, તે નિયમ પ્રાકૃત વસ્તુઓનેજ લાગુ પડે છે. અપ્રાકૃત અલૌકિક વિષયોમાં તો વેદ જેમ કહે છે, તેમજ સ્વીકારવું જોઇએ. નહિતર તર્કનો આશ્રય લેતાં ઈશ્વરમાં, જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્નોનું પણ અનિત્યત્વ હોવાથી, નિત્યપણાનો બાધ આવશે. ત્યાં શંકા થાય કે જ્ઞાન ઇચ્છા અને પ્રયત્નથીજ, ભગવાનનું કર્તૃત્વ ઘટે છે અને પ્રત્યક્ષત્વનો બાધ થતો હોવાથી, આનંદમય દેહ ભગવાનને છે એમ શામાટે સ્વીકારવું ? તેના ઉત્તરમાં કહેવાનું કે ભગવાન્ જગતના કર્તા છે એવું સિદ્ધ કરવા માટે નિત્ય જ્ઞાન, ઇચ્છા, અને પ્રયત્ન તમે સ્વીકારો છો. તે પણ વ્યાપ્તિ બલથીજ, એટલે કે જ્યાં કર્તૃત્વ છે ત્યાં જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન છે, પણ તેજ વ્યાપ્તિથી નિત્ય આનંદમય દેહનો પણ સ્વીકાર કરવો પડશે. કારણ કે કર્તા તો દેહીજ

હાઈ શકે; જેમકે કુંભાર ઘડો બનાવે છે, તેને દેહ છે. માટે ભગવાનને પણ દેહ હોવો જોઇએ. પણ તે નિત્ય અને આનંદમય હોવો જોઇએ; નહિતર જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્નને અનિત્યપણું આવશે. માટે ભગવાનનો દેહ નિત્ય અને આનંદમય છે. હવે નિત્ય અને અપરિચ્છિન્ન તનુ જેને હોય તેનું તો પ્રાકટ્યજ હોઈ શકે અને લોકમાં તેને 'જન્મ' એવું નામ આપવામાં આવે છે. માટે વસ્તુતઃ તે દેહ જન્મ કહેવાય નહિ. નીચેનાં વાકયો આનંદપણું કહે છે.

**आनन्दो ब्रह्मणो रूपम्** અર્થ:—આનન્દ બ્રહ્મનું રૂપ છે. **आनन्दमयोऽभ्यासात् (ब्रह्मसूत्र)** અર્થ:-(આનન્દ પણાથી) પુનઃ પુનઃ કીર્તન થયેલું છે માટે આનન્દમય બ્રહ્મ છે. **आह च तन्मात्रम्** અર્થ:—શ્રુતિ તેને આનન્દ માત્ર કહે છે. શ્રી વસુદેવજીની સ્તુતિમાં ભગવાનને **केवलानुभवानंदस्वरूप** વર્ણવ્યા છે. **आनन्दमात्र करपाद मुखोदरादिः** ( અર્થ:—ભગવાનનાં કર, પાદ મુખ ઉદર વિગેરે આનન્દ માત્ર છે, ) નામકરણસંસ્કાર કરતાં ગર્ગાચાર્ય શ્રીનંદરાયજીને કહે છે કે

**बहूनि संति नामानि रूपाणि च सुतस्य ते ।**
**गुणकर्मानुरूपाणि तान्यहं वेद नो जना ॥** ભા. ૧૦-૮-૧૫

અર્થ:—તમારા સૂતના ગુણકર્મને અનુરૂપ બહુ નામ અને રૂપ છે. તે હું જાણું છું જનન ધર્મવાળા તે જાણતા નથી. તેમજ

**त्रय्या चोपनिषद्भिश्च सांख्ययोगैश्च सात्त्वतैः ।**
**उपगीयमान माहात्म्यं हरिं साऽन्यतात्मजम् ॥** ભા. ૧૦-૮-૪૫

અર્થ:—ત્રણેવેદ, ઉપનિષદો સાત્વત સાંખ્ય અને યોગ જેનું સમીપમાં માહાત્મ્ય ગાય છે તેવા સર્વ દુઃખના હર્તા ભગવાનને [ શ્રીયશોદાએ ] પુત્ર માન્યા.

વળી દામોદર લીલામાં શ્રીશુકદેવજી કહે છે કે

**न चान्त र्नबहि र्यस्य न पूर्वं नापि चापरम् ।**
**पूर्वापरं बहिश्चान्तर्जगतो यो जगच्चयः ॥** ભા. ૧૦-૯-૧૩

અર્થ:—જેને અંદર કે બહાર એવું કંઈ નથી તેમજ જેને પૂર્વ કે અપર નથી, જે જગતની પૂર્વ અને અપર, બહાર અને અંદર

છે અને જે જગતરૂપ છે ( તેને પ્રાકૃત હોય તેમ દામથી બાંધ્યા એમ આગળ સંબંધ છે ).

આ પ્રમાણે શ્રુતિ સ્મૃતિ પુરાણ અને સૂત્રોથી તેમજ દશમસ્કંધની પ્રમાણ પ્રકરણની લીલાથી, એમ સ્પષ્ટ સમજાય છે કે શ્રીકૃષ્ણ પૂર્ણ છે. તેના દેહ ઇન્દ્રિય પ્રાણ અંતઃકરણ પણ પૂર્ણ આનંદરૂપ છે. આ સ્વરૂપ પુરૂષોતમ છે, આત્મા માત્ર નથી.

શ્રીદેવકીજીએ સ્તુતિ કરતાં માહાત્મ્ય પ્રતિપાદન કરેલું છે સર્વ વસ્તુઓનો મૂળ કારણમાં લય થયા પછી **भवानेकशिष्यतेऽशेषसंज्ञः** ( અર્થ આપજ અશેષ સંજ્ઞ બાકી રહો છો.) એમ નિત્યપણું કહ્યું છે.

**एष ह्येवानंदयति** તેજ નિશ્ચય આનંદ આપે છે.

એ શ્રુતિથી શ્રીકૃષ્ણજ આનંદજનક છે.

યુગલગીતમાં શ્રીવ્રજમંડનાઓ કહે છે કે:-

**मदविघूर्णितलोचन ईषन्मानदः स्वसुहृदां वनमाली ।**
**बदरपाण्डुवदनोमृदुगण्डम् मण्डयन् कनककुण्डललक्ष्म्या ॥२४॥**
**यदुपतिर्द्विरदराजविहारो यामिनीपतिरिवैषदिनान्ते ।**
**मुदितवक्त्र उपयाति दुरन्तं मोचयन् व्रजगवां दिनतापम् ॥२५॥**

અર્થ:—મદથી ઘુમતા નેત્રવાળા, પોતાના સ્નેહીઓને થોડું માન આપનાર, વનમાલી, બોરજેવા પાંડુવર્ણ મુખવાળા, સુવર્ણ કુંડલની શોભાથી કોમલ ગંડસ્થલને શોભાવતા, હાથીના જેવી ચાલવાળા, આનંદયુક્ત મુખવાળા, દિનને અન્તે ચંદ્રની માફક યદુપતિ વ્રજની ગાયોનો દુરન્ત તાપ દૂર કરતાં પધારે છે.

પોતામાં આનન્દ હોય તો અન્યના તાપ શમાવતાં આનંદ આપી શકે છે. જેમાં આનન્દ ન હોય તે બીજાને શું આનન્દ આપે? માટે ભગવાન્ કેવલ આનન્દમય છે, માટે કંઈ અનુપપત્તિ નથી. તથાપિ જો એમ શંકા થાય કે દેહત્વ અને આનંદત્વ એ બન્નેને વિરોધ છે, એટલે કે જ્યાં દેહ હોય ત્યાં આનંદ ન હોય અને જ્યાં આનંદ હોય ત્યાં દેહ ન હોય. તેનો ખુલાસો એમ સમજવો કે જો પ્રમાણજ બન્નેનું એકસ્થલે અસ્તિત્વ કહેતું હોય તો તેમાં વિરોધ શું? કદી તમે એમ કહોકે આનંદ ધર્મી છે તો ધર્મરૂપ કેમ હોય

શકે ? તો તેના ખુલાસામાં કહેવાનું કે **सयथा सैंधवघन** ( તે સૈન્ધવની માફક ઘન છે. ) તથા **यः सर्वज्ञः** જે સર્વજ્ઞ છે; **આ** બે શ્રુતિનો આપણે વિચાર કરીએ તો એમ સમજાય છે કે **પહેલી** શ્રુતિમાં પરબ્રહ્મને જ્ઞાનરૂપ કહ્યા છે અને બીજીમાં સર્વજ્ઞ કહ્યા છે. એટલે જ્ઞાનનો આધાર કહ્યા છે. માટે જેમ જ્ઞાનરૂપ અને જ્ઞાનનો આધાર એ બેમાં પ્રમાણ બલથી વિરૂદ્ધતા નથી, તેમ 'આનન્દરૂપ અને આનન્દનો આધાર' એ બન્નેમાં પણ વિરોધ નથી. આ સર્વનું અસ્મત્ પ્રભુચરણે વિદ્વન્મંડનમાં વિસ્તારીને નિરૂપણ કર્યું છે, વિશેષ જીજ્ઞાસુને ત્યાં જોઈ લેવું ॥ ૮ ॥

કદાચ એમ કહેવામાં આવે કે, વિવેક અને ધૈર્ય રાખીને સ્થિતિ કરવાથી ભગવાન્ પણ વશ થાય છે, તો દૈન્યથી આશ્રયની પ્રાર્થના શામાટે થાય છે? ત્યાં કહે છે કે ભગવાન્ સર્વ મનોરથના પ્રેરક છે, સર્વ ફલને માટે કામ્ય પણ તેજ છે માટે તેનું કામ્યરૂપત્વ નિરૂપણ કરવામાં આવે છે.

**मूलम्. विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ।**
**पापासक्तस्यदीनस्य कृष्ण एव गतिर्मम ॥९॥**

સાન્વય પદાર્થ:—**विशेषतः** (વિશેષપણે) **विवेकधैर्य भक्त्यादि रहितस्य** [ વિવેક, ધૈર્ય ભક્તિ આદિથી રહિત ) **पापासक्तस्य** [ પાપમાં આસક્ત ] **दीनस्य** [ દીન ] એવો જે હું તેનો, ઇત્યાદિ.

અર્થ:—વિવેક ધૈર્ય ભક્તિ આદિથી વિશેષે કરીને રહિત, પાપાસક્ત અને દીન એવો જે હું, તેની ગતિ શ્રીકૃષ્ણ હો. ॥૯॥

**વિવેચનઃ**—પ્રથમ પ્રભુસ્વરૂપના વિચારથી આશ્રયનું નિરૂપણ થયું, હવે જીવસ્વરૂપના વિચારથી પણ આશ્રય કહેવાય છે. " ભગવાન્ સ્વેચ્છાથી સર્વ કરશે, પ્રાર્થના કરવી નહિ, એવો નિશ્ચય " વિવેક કહેવાય છે 'ભક્તિ વિરોધી દુઃખની નિવૃત્તિનો ઉપાય કર્યા વિના ત્રણ પ્રકારનાં દુખોનું સહન કરવું,' એ ધૈર્ય છે. ભક્તિ આ સ્થલે ફળરૂપ તેમજ સાધનરૂપ પણ સમજવી. 'આદિ' શબ્દથી પુણ્ય લેવું '**विशेषतः**' એટલે વિશેષે કરીને એટલે એનાં સાધનોથી પણ રહિત છું. અથવા થોડુંક હોય તોપણ વિશેષે કરીને નથી; માટે ફલસિદ્ધિ

થાય તેમ નથી, એમ અર્થ લેવો. વળી હું દીનછું એટલે દરિદ્ર છું. એટલે સર્વસાધન રહિત છું. સાધનથી તો રહિત છું એટલુંજ નહિ પણ પાપમાં આસક્ત છું તેથી વિપરીત સાધક સહિત છું. માટે શ્રી કૃષ્ણ મારી ગતિ હો.

અન્ય દેવતાની બાબતમાં એવું છે કે તત્સંબંધી કર્મમાં કંઈપણ વિગુણ થાય તો તે કર્મનુ ફળ થતું નથી. ઉલટું દેવતાનો કોપ થવાથી અનિષ્ઠ થાય છે. પણ શ્રીકૃષ્ણ તો પરમ કૃપાલુ છે તેથી આવા પાપાસક્તને પણ વિવેક ધૈર્યાદિ આપી, સર્વ ફલનું દાન કરે છે. માટે શ્રીકૃષ્ણનોજ આશ્રય કરવો ઉચિત છે. અત્ર શંકા થાય કે આ શ્લોકોમાં શ્રીમદાચાર્યજીની વાણી છે. અને આપણે આ શબ્દોનો ઉચ્ચાર કરીએ તોપણ તે શ્રીમદાચાર્યજીની વાણી હોવાથી ‘ હું ’ અને ‘ મારી ’ એવા શબ્દો શ્રીમદાચાર્યજી વાચક છે, તો આ વિશેષણો શ્રીમદાચાર્યજીને કેમ સંગત થાય ? તેના જવાબમાં કહેવાનું કે આ ગ્રંથ બીજાના અધિકારથી કહેવામાં આવ્યો છે તેથી તે દૂષણ નથી. વેદમાં **स्वस्तिमेस्तु वनस्पति,** અર્થ હે વનસ્પતિઃ મારૂં કલ્યાણ હોજો ’ એવા વાકયો યજમાનના અધિકારથી કહેવામાં આવે છે, તેથી દોષ નથી. ॥૯॥

અત્ર એમ સંદેહ થાય કે સર્વથા નિઃસાધન જન શરણાગત થાય, પણ અભીષ્ટ સિદ્ધિ કેમ થાય ? ભગવાન્તો તેની તેની વૃત્તિની અપેક્ષા રાખી તેને તેને ફલ આપે છે. ઉલટું ભગવાનનુંજ શરણ ગ્રહણ કરવાથી, તેમાંજ મન રાખવાથી બીજા દેવતાઓનો અનાદર થવાનો સંભવ હોવાથી, તે દેવતાઓ વિઘ્ન પણ કરે. તેના નિરાકરણમાં ભગવાનનું મોક્ષપણું નિરૂપણ કરે છે.

**मूलम्–सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत् ।**

**शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥१०॥**

સાન્વય પદાર્થઃ—**सर्व सामर्थ्य सहितः** ( સર્વ સામર્થ્યયુક્ત ) **सर्वत्र** ( સર્વ સ્થલે ) **एव** (નિશ્ચયે કરીને) **अखिलार्थकृत्** (સર્વ અર્થ સિદ્ધ કરનાર (ભગવાન્ છે) (તે) **शरणस्थ समुद्धारं** ( શરણાગતનો ઉદ્ધાર કરનારા **कृष्णम्** (કૃષ્ણને) **अहम्** (હું) **विज्ञापयामि** ( વિનવું છું ).

શબ્દાર્થઃ—સર્વ સામર્થ્યયુક્ત અને સર્વત્ર અખિલ અર્થ સંપાદન કરવાવાળા [ શ્રીકૃષ્ણ છે ] તે શરણસ્થ [જીવ] નો ઉદ્ધાર જે કરેછે તે શ્રીકૃષ્ણની હું વિજ્ઞાપના કરૂં છું.

વિવેચનઃ—સર્વનું સંપૂર્ણ સામર્થ્ય ભગવાનમાં છે, અથવા સર્વમાં સંપૂર્ણ સામર્થ્ય ભગવાનનું ચાલે છે. તેવા સામર્થ્યયુક્ત ભગવાન્ છે. તેથી ઈચ્છાથી ભગવાન્ સર્વ કરે છે. જો કદાચિત્ મર્યાદાની રક્ષણ કરવાની ઈચ્છા હશે તો પોતે ષડ્ગુણ સંપન્ન હોવાથી, જ્ઞાન વૈરાગ્યનું દાન કરીને તે તે ફલ આપશે ઈચ્છા હોય તો પૂર્વ સ્થિત હોય તેને પણ પોતામાં લેઈ લેછે. સર્વ સ્થલે પોતાનુંજ સામર્થ્ય છે. વિભૂતિ યોગમાં ભગવાને કહ્યું છે કે જે કંઇ ઉત્તમ છે તે મારૂં છે. સુદર્શનમાં જે બળ છે તે પણ ભગવાનનું છે, માટે સુદર્શને ભક્તોનું અનિષ્ટ દૂર કર્યું છે. એમ શંકા થાય કે સામર્થ્ય ભગવાનમાં ભલે રહ્યું પણ કદાચિત્ આશ્રિતનું રક્ષણ ન કરે અથવા મર્યાદાથી ફલ આપે તો આશ્રયનું શું કામ છે? ત્યાં કહે છે કે સર્વ દેશોમાં વર્ણ, આશ્રમ અને કર્મોમાં સઘળા અર્થોને ભગવાનજ કરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

**सकृदेव प्रपन्नोहं तवास्मि इति वादिने ॥**
**अभयं सर्व भूतेभ्यो ददाम्येतद्व्रतंमम ॥**

અર્થઃ—"હું આપનો છું" એમ કહીને એકવાર શરણે આવેલાને હું સર્વભૂતોથી અભય આપું છું, એ મારૂં વ્રત છે.

શ્રીમદ્ભાગવતમાં નવમસ્કંધમાં ભગવાને દુર્વાસાપ્રતિ કહ્યું છે કે

**येदारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम् ।**
**हित्वामां शरणं याताःकथं तांस्त्यक्तुमुत्सहे ॥**

અર્થઃ—જેઓ સ્ત્રી, ઘર, પુત્ર આપ્ત, પ્રાણ, ધન, આલોક અને પરલોકને છોડી મારે શરણે આવેલા છે, તેઓનો ત્યાગ કરવાનો હું કેમ ઉત્સાહ કરૂં?

એ પ્રમાણે જો એકવાર શરણુ આવે તોપણ ભગવાન્ રક્ષણ કરે છે. તો પછી ભજન કરનારાઓનું રક્ષણ કરે તેમાં શું કહેવું? અન્ય

નિરપેક્ષપણે ભગવાનનું ભજન થાય તો ભગવાન પણ મર્યાદાની અ-પેક્ષા રાખતા નથી. વિહિત રીતે એ ભજન કરવામાં આવે તો ભગ-વાન મર્યાદાની અપેક્ષા રાખી ફલદાન કરે છે; કારણ કે **ये यथामाम् प्रपद्यन्ते** એ પ્રતિજ્ઞાવાકય ભગવદભિપ્રાય સૂચવે છે. ભગવદ્ભજનના પ્રતાપબલથી કાલયમાદિની સત્તા રહેતી નથી, તે **मर्त्यो मृत्युव्यालभीतः पलायन् लोकान् सर्वान् निर्भयं नाध्यगच्छत्। त्वत् पादाब्जं प्राप्य यदृच्छया स्वस्थःशेते मृत्यु रस्मादपैति ।** અર્થઃ—મૃત્યુરૂપી સર્પથી ભયપામેલો ચરણધર્મયુક્ત, સર્વ લોકો તરફ નાસતો નિર્ભયને પ્રાપ્ત થતો નથી. આપની ઇચ્છાથી આપના ચરણકમલને પ્રાપ્ત કરે તો, સ્વસ્થ થઇને સુવે છે અને એની પાસેથી મૃત્યુ જતો રહે છે. જ્યાં કાલાદિની સત્તા નથી તો અન્ય તો કયાંથી વિઘ્ન કરી શકે? પૂર્વોક્ત શરણે આવેલ જનને શ્રીકૃષ્ણ અનાયાસે ઉદ્ધાર કરે છે. તેવા શ્રીકૃ ષ્ણનો આશ્રય કરૂંછું અને તેની વિજ્ઞાપના કરૂંછું.

આ ઉપરથી એવું સૂચન થાય છે કે ઇશ્વરમાં દીનતાયુક્ત ભાવ કરવો કારણકે દીનભાવથી જે થાય તેથી પ્રભુ સંતુષ્ટ થાય છે. ૧૦

"પશુના દશ પ્રાણો છે અને આત્મા અગીઆરમો છે," એ શ્રુતિથી પ્રાણોથી સર્વ સાધકપણું જણાવવા, દશ શ્લોકથી સ્તોત્રનું નિરૂપણ કરીને અને સ્વાત્મા જેમ અક્ષય્ય છે, તેમ ફલનું અક્ષય્યત્વ જણાવવા આત્મારૂપ અગીઆરમા શ્લોકથી ફલનું નિરૂપણ કરે છે.

**मूलम्.**

**कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत् कृष्ण सन्निधौ ।**
**तस्याश्रयो भवेत् कृष्णः इतिश्रीवल्लभो ब्रवीत् ॥११॥**

**इतिश्री वल्लभाचार्य विरचितः कृष्णाश्रयः समाप्तः ॥**

સાન્વય પદાર્થઃ—**यः** ( જે મનુષ્ય) **इदं** ( આ ) **कृष्णाश्रयं** ( કૃષ્ણાશ્રયનામે ) **स्तोत्रं** (સ્તોત્રને) **कृष्णसन्निद्धौ** (કૃષ્ણની સમીપમાં **पठेत्** ( પાઠકરે ) **तस्य** ( તેને ) **कृष्ण** ( સદાનંદ—પુરૂષોત્તમ ) **आश्रय** (આશ્રયરૂપ ) **भवेत्** ( થાય ) **इति** ( એ રીતે ) **श्रीवल्लभ** (શ્રીસહિત વલ્લભ ) **अब्रवीत्** ( કહે છે )

શ્લોકાર્થ:—આ કૃષ્ણાશ્રય સ્તોત્રનો જે કૃષ્ણની સમીપ પાઠ કરે તેનો કૃષ્ણમાં આશ્રય થાય એમ શ્રીવલ્લભે કહ્યું. ૧૧

વિવેચન:—ચોતરફથી સેવાય તે આશ્રય શ્રીકૃષ્ણ–જેનાથી ચોતરફ સેવાય તે શ્રીકૃષ્ણાશ્રય. આજ યથાર્થ નિરૂપક હોવાથી શ્રીકૃષ્ણાશ્રય છે, અન્યત્ નહિં. કૃષ્ણસમીપ પાઠ કરવો અથવા તે નિમિત્ત પાઠ કરવો. ફલ એ છે કે જે આનો પાઠ કરે તેને આશ્રય સિદ્ધ થાય. इदंકારથી એમ સૂચન થાય છે કે અન્યપાઠથી આશ્રય થતો નથી. કારણકે અન્યપાઠથી સ્વરૂપનું જ્ઞાન થતું નથી. અત્ર એક શંકા થાયકે અલ્પાયાસથીજ આવું મહત્ફલ કેમ સિદ્ધ થાય? ત્યાં કહેવાનું કે શ્રીવલ્લભે કહ્યું. તેમાં કારણ કે શ્રીમદાચાર્યજીને ભગવત્સ્વરૂપનું સંપૂર્ણ જ્ઞાનછે, અને સ્વાવતારમાં શ્રીપ્રભુની આજ્ઞા છે. આત્માનુભવ પ્રકટ કરવાને માટેજ ભગવાને શ્રીમદાચાર્યજીને ભૂતલ ઉપર પ્રાદુર્ભૂત કર્યા છે. સર્વનો ઉદ્ધાર કરવો એ પ્રયોજન છે, માટે સર્વ જીવોના ઉદ્ધારકનાં વચનામૃતોમાં અપ્રામાણ્યની શંકા નથી ભગવાન્ સત્યવાગ છે તે સ્વવાણીને અન્યથા ન કરે. તેમાં ઉદાહરણ લઇએ. નારદજીનો શાપ નલકૂબર અને મણિગ્રીવને થયો તેથી શ્રીવ્રજમાં વૃક્ષ રૂપે સ્થિતિ કરી તેઓ રહ્યા હતા. નારદજીનો સાથે એ અનુગ્રહ થયો હતો કે ભગવાન્ તમારો ઉદ્ધાર કરશે. એ ભક્તવાણી સત્ય કરવા માટે આપ યમલાર્જુન પાસે પધારી તેમના ઉપર અનુગ્રહ કર્યો એ પ્રસિદ્ધ છે. તો સ્વાજ્ઞાથી પ્રકટ થયેલ સ્વરૂપાત્મક શ્રીમદાચાર્યજીની વાણી કેમ અન્યથા થાય? માટે શંકા ન કરતાં તેઓશ્રીની કૃપાથી સર્વ સિદ્ધ થશે એવો દ્રઢ વિશ્વાસ રાખવો. ૧૧

એ પ્રમાણે શ્રીકલ્યાણરાયજીએ વિવૃત્તિ કરી સમાપ્તિ કરે છે.

શ્રીમદ્વિઠ્ઠલનાથના ચરણકમલમાં સંબંધ અને ભક્તિથી શ્રીકૃષ્ણમાં એકાગ્રબુદ્ધિથી, તાતચરણનો આશ્રયકરી, શ્રીગોવિન્દરાય સૂત શ્રીકલ્યાણરાયે શ્રીકૃષ્ણાશ્રય નામક સ્તોત્રવરમાં, ગ્રંથનો પ્રકાશ કર્યો.

**इति श्रीविठ्ठलनाथ चरणकमलै कतान श्रीकल्याणराय विरचितः श्रीकृष्णाश्रयस्तोत्र मकाशः समाप्तः ॥**

|| श्रीकृष्णाय नमः ||

|| श्रीगोपीजनवल्लभाय नमः ||

|| श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ||

श्रीमद्वल्लभाचार्यकृता

# श्रीचतुःश्लोकी.

---

## શ્રીવ્રજરાયજી કૃત વિવૃતિના ગુર્જર અનુવાદ સહિત.

શ્રીવ્રજરાયજી મહારાજ ગ્રંથારંભમાં નિચે પ્રમાણે મંગલાચરણ કરે છે:—

श्रीमद्रासरसामृताब्धिविलसद्गोपीशपादाम्बुज ।
द्वंद्वस्नेहविलासदानकरणे श्रीपारिजातोपमः ।
स्फूर्जद्गोप कुटुंबिनीविलसितप्रेमाख्यवर्त्माकरो ।
भूयान् मे हृदि संततं दुरितहृत् श्रीविठ्ठलो वाल्लभिः ॥१॥

અર્થ:—શ્રી એટલે લક્ષ્મીજી અથવા શોભા, તે યુક્ત રાસરસના અમૃત સાગરમાં વિલસતા એવા શ્રીગોપીપતિના બન્ને ચરણકમલમાં સ્નેહરૂપી વિલાસનું દાન કરવામાં જે પારિજાત તુલ્ય છે, અતિશોભિત ગોપવધૂઓથી વિલસિત પ્રેમમાર્ગના જે આકર છે, તે શ્રીમદ્વલ્લભાચાર્યજીના પુત્ર શ્રીમદ્વિઠ્ઠલેશ્વર પ્રભુ, પાપને દૂર કરવા વાળા મારા હૃદયમાં નિરંતર હો.

ભગવદીયોનાં ધર્મ, અર્થ. કામ અને મોક્ષ એ ચારે વસ્તુઓ ભગવાન્જ છે, એમ શ્રીમદાચાર્યચરણ સ્વીયજનોને ચાર શ્લોકથી કૃપાકરી દર્શાવતાં સ્પષ્ટ કરે છે.

मूलम्.

**सर्वदा सर्वभावेन भजनीयो प्रजाधिप ।**
**स्वस्यायमेव धर्मोहि नान्यः क्वापि कदाचन ॥ १ ॥**

સાન્વય પદાર્થ-**सर्वदा** નિરંતર અથવા હમેશાં **सर्वभावेन** (સર્વભાવથી) **व्रजाधिप** ( વ્રજપતિ ) **भजनीयः** ( ભજવાયોગ્ય છે ) **स्वस्य** (પોતાનો **अयम्** ( આ ) **एव** [ જ ] **हि** [ નિશ્ચય ] **धर्म** ( ધર્મ છે ) **क्व** [ કોઈ સ્થલે ] **अपि** [ પણ ] **कदाचन** [ કોઇ કાલે ] **अन्यः** ( અન્ય બીજો ) **न** [ નથી ].

અર્થ:—હમેશાં સર્વભાવથી વ્રજના અધિપતિ ભજવા યોગ્ય છે. આજ પોતાનો ધર્મ છે, કોઈપણ સ્થલે, કદી બીજો નથી.

વિવરણ:—સર્વભાવ એટલે સર્વાત્મભાવથી સદા વ્રજાધિપ ભજવાયોગ્ય છે. એમ સંબંધ છે. કોણે ભજવા ત્યાં કહેછે કે, સર્વે એ ભજવા. એટલું અધ્યાહાર છે. પોતાનો આજ ધર્મ છે. બીજો ધર્મ કોઈ પણ સ્થલે, કોઈ પણ કાલે નથી, એમ ' हि ' નિશ્ચયાત્મક પદથી સ્પષ્ટ થાય છે.

જીવો ભગવાનના અંશ છે, તેથી સહજદાસ છે. શ્રુતિ પણ આજ અર્થનું પ્રતિપાદન કરે છે. આજ કારણથી શ્રીમદ્‌વિઠ્ઠલેશ્વર પ્રભુએ 'શ્રીગોકુલેશ્વરના ચરણકમલનું દાસ્ય એજ સ્વધર્મ છે ' એમ નિર્ણય કરેલો છે. ' **सर्वदा** ' શબ્દથી આ સ્વધર્મમાં કાલકર્મ વિગેરેનો નિયમ નથી. એમ સૂચન થાય છે. ધર્મશાસ્ત્રોમાં એમ કહેલું હોય છે કે અમૂક ધર્મ કરવો હોય તો કાલાદિનો નિયમ પાળવો જોઈએ તેથી તે ધર્મથી જે ફળ ઉત્પન્ન થાય છે તેપણ કાલને અધીન હોય છે. અને જે કાલને વશ હોય તે ક્ષયિષ્ણુ એટલે નાશવંત જ હોય છે. માટે આ વ્રજપતિના ચરણકમલનાં દાસ્યરૂપ સ્વધર્મમાં કાલાદિની બિલકુલ સત્તા નથી એમ '**सर्वदा**' પદથી દર્શાવવામાં આવે છે. વળી '**सर्वदा**' પદથી એક ક્ષણ પણ સ્વધર્મકરતાં અન્યધર્મનું આચરણ કરતાં અનન્યપણાનો ભંગ થાય છે, એમ બતાવ્યું છે. ભગવાન જીવનાં સહજપતિ છે, અને જીવ ભગવાનનો સહજદાસ છે, તેથી જેમ પતિવ્રતા જો એક ક્ષણ પણ સ્વપતિવિના અન્યત્ર ચિત્ત ચલાવે તો પોતાનાં વ્રતનો ભંગ થાય છે, તેમ જીવ જો સ્વપતિ ભગવાન વિના એક ક્ષણ પણ અન્ય સ્થલે ચિત્ત દોડાવે

તો પોતાના વ્રતમાંથી ખંડિત થયો ગણાય, એમ જણાવવા માટે પણ **'सर्वदा'** પદ ધર્યું છે.

સર્વભાવથી વ્રજપતિને ભજવા એમ કહ્યું ત્યાં 'સર્વભાવ' એટલે શું ? ત્યાં કહે છે કે, ભગવાનમાં સર્વભાવ એટલે પતિપુત્રાદિના ભાવથી પણ ભજવા એવો અર્થ થાય છે. આજ આશયથી શ્રીમહાચાર્યજીએ કહ્યું છે કે **' तादृशी भावना कुर्यात् '** અર્થ—[તેવી ભાવના કરવી ] અથવા 'સર્વભાવ' પદથી વ્રજમંડનાઓનો ભાવ, એટલે 'સ્ત્રીભાવ' એવો અર્થ થાય છે. સર્વ એવો ભગવાનમાં ભાવ એટલે કે શ્રીવ્રજસીમંતિનીઓ ભગવાનના જે શૃંગારાદિ કરે છે તે શૃંગારાદિયુક્ત ભગવાનમાં જે ભાવ એ સર્વભાવ કહેવાય છે. ભગવાનમાં આજ ભાવ પ્રયોજક છે. આજ અર્થ શ્રીમત્ પ્રભુચરણે **यद्यपि युवतिवेष** એ શ્લોકથી આરંભી **पुंसामपि युवतीभाव उद्रेल** એ પદ્યોમાં કહ્યો છે. તેમજ **एतस्य दर्शने तु स्यात् प्रमदाभाव एवहि** અર્થ—તેના દર્શનથી તો પ્રમદાભાવજ થાય. **स्त्रीभावोगूढ** અર્થ—સ્ત્રીભાવ ગૂઢ છે. ઈત્યાદિ વચનામૃતોથી આજ અર્થનું સૂચન થાય છે અથવા 'સર્વભાવ' એ શબ્દમાં સર્વનો અર્થ 'પ્રભુ' થાય છે કારણ કે 'સર્વ' શબ્દની શક્તિ પ્રભુમાંજ ઘટે છે. અને તદાત્મરૂપી શ્રીસ્વામિનીજી છે. એ શ્રીસ્વામિનીજીમાં દાશીપણે ભાવ એ સર્વભાવ, એવો અર્થ સ્પષ્ટ થાય છે. પ્રભુને સંદેશ કહેવા અને સર્વ સામગ્રીનું સંપાદન કરવું, એ દાસીત્વભાવનું લક્ષણ છે. આ ગૂઢાર્થ આધિદૈવિક સેવા જેમને સિદ્ધ થઈ છે, તેમના જ ભાવગમ્ય છે. અને આમાં લૌકિકની ગંધ પણ નથી. આ ભાવગમ્ય અર્થમાં કપોલ કલ્પિત અર્થનું મિશ્રણ લેશપણ થાય તો મોટો અનર્થ થવાનો સંભવ છે.

આ શ્લોકમાં **'व्रजाधिप'** પદ ધર્યું છે, તેનો અર્થ એ થાય છે કે, વ્રજ જે નિ:સાધન તેના પતિ નિ:સાધન જીવોના પતિ તો પૂર્ણ પુરૂષોતમજ છે. સાધનની અપેક્ષા રાખે એ પૂર્ણ નજ હોઈ શકે. માટે અત્ર નિ:સાધન જીવોનો અંગીકાર કરનાર શ્રીપુરૂષોત્તમજ **'व्रजाधिप'** પદથી સૂચવાય છે. જેમ નિ:સાધન વ્રજજનોમાં સ્ત્રી-

યત્વનું પ્રાકટ્ય કરીને, તથા તે વ્રજજનોના અધિપતિ પોતે છે. એવું પ્રકટ કરી, શ્રીપુરૂષોતમ રમણ કરે છે, તેમ સર્વાત્મભાવથી ભજન કરનારા સર્વ જીવો ઉપર પોતાનું આધિપત્ય પ્રકટ કરશે, એવું **'व्रजाधिप'** પદથી સિદ્ધ થાય છે. શ્રીમદ્ગોકુલનું પોતે સ્વામીપણું સ્વીકાર્યું છે, એ તો શ્રીવ્રજને રસદાન કરવાની ઇચ્છાથી વામકરકમલથી શ્રીગિરિરાજ ધારણ કરનાર શ્રીગોકુલનાથજીએ શ્રીમુખે કહ્યું છે:-

**तस्मान्मच्छरणंगोष्ठं मन्नाथं मत्परिग्रहम् ।**
**गोपाये स्वात्मयोगेन सोयं मे व्रत आहितः ॥१८॥**

**श्रीमद्भागवत स्कं. १०.**

**અર્થ:**—તેટલામાટે હુંજ જેનો નાથછું, તથા મેં જેને સ્વીયપણે અંગીકાર કરેલો છે, એવા શ્રીગોકુલને હું સ્વાત્મયોગથી રક્ષણ કરૂં છું એ વ્રત મેં ધારણ કરેલું છે. એવું ભગવાનનું અધિપતિપણું હૃદયમાં ધારણ કરીને ભજન કરવું એ અર્થ થયો.

હવે ઉત્તરાર્ધનું વિવરણ કરે છે. જીવ ભગવાનનો અંશ છે, તેથી આજ પોતાનો ધર્મ છે; બીજો નથી. ધર્મશાસ્ત્રોમાં સ્વધર્મપણાથી જેનું નિરૂપણ કરેલું હોય છે, તે જોઇને પણ ચિત્તમાં અન્યથા વિચારવું નહિ, કારણકે, ધર્મશાસ્ત્રોમાં ઘણુંકરીને દેહધર્મનેજ સ્વધર્મ કહેવામાં આવે છે. જે દેહધર્મનેજ સ્વધર્મ કહે છે તે બહિર્મુખ છે. ભગવદ્ધર્મજ વસ્તુતઃ સ્વધર્મ છે. દેહધર્મને ઉદ્દેશીનેજ ધર્મશાસ્ત્રોની પ્રવૃત્તિ છે. યુધિષ્ઠિરે જ્યારે ભિષ્મને પૂછ્યું કે

**को धर्मः सर्वधर्माणाम् भवतः परमो मतः**

**અર્થ:**—સર્વ ધર્મોમાં કયો ધર્મ પરમ એટલે શ્રેષ્ઠ આપે માનેલો છે?

ત્યારે ભિષ્મે પ્રભુના સહસ્રનામ સ્તવન તથા ભક્તિથી પ્રભુનું સેવન એજ પરમધર્મ છે, એમ કહ્યું છે. અત્ર એક શંકા થાય છે કે સ્માર્ત ધર્મોને કેમ સ્વધર્મ તરીકે ગણવામાં આવતા નથી? તેના ઉત્તરમાં કહેવાનું કે, તે ધર્મ પણ સ્વદેહસંબંધથીજ કરવામાં આવે

છે. જો અન્ય સૃષ્ટિ પેઠેની જેમ ભક્તોનો દેહ પાંચભૌતિક હોય, તો સ્મૃતિમાં બતાવેલ ધર્મો પણ ભક્તોએ કરવા જોઇએ. પણ ભગવદ્ ભક્તોનો દેહ ભગવાનના ચરણકમલની રેણુથી બનેલો છે, તેથી ભગવાનના ચરણકમલના ભજન સિવાય તેમનો અન્ય ધર્મ પ્રાપ્ત થતો નથી શ્રીવરાહજીએ પણ એટલા માટે કહ્યું છે કેઃ—

अन्यैव काचित् सृष्टिर्विधातु र्व्यतिरेकिणो.

અર્થઃ—બ્રહ્માની સૃષ્ટિથી અતિરિક્ત એવી તે બીજીજ કોઈ સૃષ્ટિ છે.

આ સૃષ્ટિ એ પુષ્ટિસૃષ્ટિ છે; અને તે શ્રીઅંગમાંથી ઉત્પન્ન થયેલ છે અને તેનો હેતુ શ્રીઅંગની સેવા વિના અન્ય નથી. માટે પ્રભુની સેવા એજ તેનો ધર્મ છે. બીજા ધર્મોમાં દેશ, કાલ, કર્મ, મંત્ર આદિની શુદ્ધતા જોઇએ માટે વસ્તુતઃ એ ધર્માભાસ છે. જે સ્વતઃ દુર્બળ હોય તેને અન્યની જરૂર પડે છે.

પ્રકૃત ધર્મમાં અન્યની અપેક્ષા જ નથી, એમ બતાવવા માટે ‘ क्वापि ’ પદ ધર્યું છે. તેનો અર્થ ‘ ક્યાંય પણ ’ એમ થાય છે. આ ચરણકમલનાં સેવનરૂપ ધર્મ એ ધર્મીમાર્ગ છે, એટલે શ્રીપુરૂષોત્તમધર્મી છે. બીજા જ્ઞાન વૈરાગ્યાદિ તેનાં ધર્મો છે. ધર્મીની સત્તા સર્વત્ર છે, તેથી તે ધર્મ પ્રબલ છે. માટે આ ધર્મ ગમે તે દેશમાં થઈ શકે છે. દેશકાલાદિનો નિયમ નથી; કારણકે દેશનું આધિદૈવિકપણું ભગવાનજ સંપાદન કરે છે. આજ કારણથી શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કેઃ—

तीर्थाकुर्वन्ति तीर्थानि स्वांतस्थेन गदाभृता ।

અર્થઃ—આપ સરખા ભગવદીઓ સ્વહૃદયમાં ગદાધારણ કરી રહેલા ભગવાનવડે તીર્થોને પણ પાવન કરે છે ?

આ શ્લોકમાં કહ્યું કે ભગવાનના ભકતો તીર્થોને પણ પાવન કરે છે, તેથી ભગવદ્ધર્મ કરતાં દેશાદિનો નિયમ આવશ્યક નથી, તેથી એ સિવાય બીજો ધર્મ ક્યાંય પણ નથી આ ધર્મતો ધર્મીરૂપ હોવાથી, અતિ પ્રબળ હોવાથી અને સર્વત્ર પ્રકટ હોવાથી, ગમે

ત્યાં થઈ શકે. ધર્મી અને ધર્મનો અભેદ પ્રસિદ્ધ છે. '**कदाचन**' શબ્દથી એમ સૂચન થાય છે કે, કોઇ પણ કાલમાં એ ધર્મ સિવાય બીજો ધર્મ નથી. ભક્તોને તો ધર્મરૂપ પણ ભગવાન જ છે, તેથી ધર્મમાં જો મન જાય તોપણ તેમાંથી ખેંચી ભગવાનને જ ધર્મરૂપ સમજી, તેમાં મન સ્થાપન કરી સર્વાત્મભાવથી પ્રભુનુંજ ભજન કરવું. વળી ધર્મથી જ ઈષ્ટ સિદ્ધિ છે, એમ નિગમ પણ પ્રતિપાદન કરેછે ધર્મથી પાપને દૂર કર્યા વિના, ઈષ્ટપ્રાપ્તિમાં પાપજ પ્રતિબંધક છે. એવું સંભળાય છે તેથી, ઇષ્ટપ્રાપ્તિ થતી નથી. પાપનિવૃત્તિ તો સાંગોપાંગ વિધિથી કરેલ ધર્મથી થાય છે; અને તે ધર્મથી ફલની પ્રાપ્તિ થાય છે. એ ફલપ્રાપ્તિ તો અતિ દૂર રહી. પ્રથમતો ધર્મજ સાંગોપાંગ સિદ્ધ થતો નથી. એટલા માટે કોઇ પણ ધર્મક્રિયાને અંતે '**यस्य स्मृत्या**' એ શ્લોક બોલવામાં આવે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આ કાલમાં ધર્મ સિદ્ધ થતો નથી. અને ભગવદ્ભજન વિનાં અન્ય માર્ગે ઈષ્ટસિદ્ધિ નથી. ધર્મની પૂર્ણતા અચ્યુતના સ્મરણથીજ થાય છે. જો તેમ ન થાય તો તે ધર્મ વિધિના અંગરૂપ બને છે, અને વિધિ જો અપૂર્ણ હોય તો ધર્મ પણ ન થાય. પ્રકૃત ધર્મમાં તો વિધિનો નિયમ ન હોવાથી અને ભજન ભાવાત્મક હોવાથી ભજનાનંદ જ ફલ છે. આજ કારણથી યદુકુલ રૂપી અમૃત સાગરમાં આવિર્ભાવ પામેલા સુધાનિધિ શ્રીપ્રભુએ કહ્યું છે કે,

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।**

અર્થ:—જે જેવા ભાવથી મને પ્રપન્ન થાય છે તેમને તેવીજ રીતે હું ભજું છું.

વિધિહીન ધર્મનું અસાધકપણું યોગીયાજ્ઞવલ્કયે સ્વ સ્મૃતિમાં કહ્યું છે.

**विधिहीनं भावदुष्टं कृतमश्रद्धया च यत् ।**
**तद्धरंत्यसुरा स्तस्य मूढस्या कृतात्मनः ॥ १ ॥**

અર્થ:—તે અતિમૂઢ અને અકૃતાર્થનું વિધિહીન, ભાવદુષ્ટ કે અશ્રદ્ધાથી જે કર્યું હોય, તે અસુરો લઇ જાય છે.

વળી ભક્તોને તો ભગવાન્ જ ઇષ્ટ છે. તેની પ્રાપ્તિ તો ભગવાનના સેવન વિના અન્ય ધર્મથી થતી નથી. તેથી વિપ્રયોગ રૂપી તાપ થતાં, ભગવાન્‌ની પ્રાપ્તિ માટે જે ભગવત્સેવન થાય તે ધર્મરૂપ જ છે. તેથી શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે:—

स्मरन्तः स्मारयन्तश्च मिथोघौघहरं हरिम् ।
भक्त्या संजातया भक्त्या बिभ्रत्युत्पुलकां तनुम् ॥ स्कं.११–३–३१

અર્થ:—પાપના ઓઘને હરણ કરવાવાળા હરિનું સ્મરણ કરતા તથા પરસ્પર સ્મરણ કરાવતા ( ભગવદીઓ ) સાધનરૂપ ભક્તિથી ઉત્પન્ન થતી ફલરૂપ ભક્તિવડે રોમાંચ ઉત્પન્ન થયેલા હોય એવા શરીરને ધારણ કરે છે. તેમજ પ્રલ્હાદજી કહે છે કે:—

मन्ये धनाभिजनरूप तपः श्रुतौजस्तेजः प्रभावबलपौरुषबुद्धियोगाः
नाराधनाय हि भवन्ति परस्यपुंसो भक्त्या तु तोष भगवान्गजयूथपाय ॥ स्कं. ७–९–९.

અર્થ:—પરમ પુરૂષનું આરાધન કરવાને ધન કુલ, રૂપ, શ્રુત, ઓજ, તેજ, પ્રભાવ, બલ, પરાક્રમ, બુદ્ધિ, યોગ બસ થતાં નથી અને ભક્તિથીજ ભગવાન્ ગજરાજ ઉપર પ્રસન્ન થયા એમહું ધારૂંછું.

પ્રલ્હાદજી દૈત્યપુત્રોને ઉપદેશ આપે છે કે:—

न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥ स्कं. ७–७–५२

અર્થ:—ન દાન, ન તપ, ન યજ્ઞ, ન પવિત્રતા, ન વ્રત ( ભગવાનને પ્રસન્ન કરે છે ). નિર્મળ ભક્તિથી હરિ પ્રસન્ન થાય છે. બીજુ વિડમ્બન ( આળપંપાળ ) છે. આ અને એવાં સહસ્રાવધિ વાક્યોથી એમ સિદ્ધ થાય છે કે ભક્તિ વિના ઇતર સાધનોથી ભગવાન્ સાધ્ય નથી. શ્રીઉદ્ધવજીપ્રતિ સર્વધર્મનું નિરૂપણ કરતાં શ્રી પ્રભુએ અંતે કહ્યું છે કે,—

इति मां यः स्वधर्मेण भजन् नित्यमनन्य भाक् ।
सर्वभूतेषु मद्भावो मद्भक्तिं विन्दतेऽचिरात् ॥ स्कं.११–१८–४४

અર્થ:—એ પ્રમાણે જે અનન્ય થઇને નિત્ય મને સ્વધર્મમાં રહીને ભજે છે અને સર્વભૂતોમાં મને જુવે છે, તે થોડાકાળમાં મારી ભક્તિ મેળવે છે.

આ ઉપરથી અનન્ય ભજન એજ ભગવાનને વશ કરે છે, એમ દેખાય છે, તેથી ધર્મની આકાંક્ષા હોય તો ભગવદીયોનો ધર્મ ભગવાનને જ ભજવા એ છે. વળી શ્રીમત્ પ્રભુચરણે એવો નિર્ણય કરેલો છે કે અનન્ય ધર્મવાળા જ અધિકારી છે. ભગવદ્દભજનમાં સર્વનો અધિકાર છે. સર્વ પાપનો નાશકરનાર નિર્મલ વસ્તુને અધિકારાદિકની અપેક્ષા હોતી નથી. માટે 'ધર્મ' પદની શક્તિ ભગવદ્દભજનમાંજ છે. એજ પ્રમાણે તેજસ્વી વસ્તુઓમાં એજ ન્યાય દૃષ્ટિએ થાય છે. દાખલા તરીકે આધિદૈવિક ગંગાજી જેમાંથી તિરોહિત ન થયાં હોય એવા ગંગાસ્નાનથી પાપ જાય છે, અગ્નિ પણ દાહ કરવામાં વિચાર કરતો નથી. તેટલા માટે જો અન્યધર્મોમાં ધર્મપણું હોય તો ઇષ્ટરૂપ ભગવત્ પ્રાપ્તિ પણ થાય જ. પણ વસ્તુત: તેમ થતું નથી, તેથી તેવા ધર્મોમાં 'ધર્મ' શબ્દનો પ્રયોગ ગૌણ છે. 'हि' આ અર્થ બરાબર છે એમ સૂચવે છે. સર્વના આત્મારૂપ ભગવાનનું જ સેવન એજ આત્મધર્મ છે. ભગવાન્ વિના અન્યના સંબંધથી રહિત થઈને ભગવાનનું ભજન કરવું, એજ ધર્મ છે, એમ ભગવાને જ શ્રીમુખે કહ્યું છે. **भक्त्या त्वनन्यया गाह्यः** (અર્થ—અનન્ય ભક્તિથીજ હું મળું છું.) તથા **अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते । गीता** ૮—૨૨ અર્થ:—અનન્ય થઇને જે જનો મારૂં ચિંતન કરતાં કરતાં સર્વભાવથી ઉપાસના કરે છે.

ઇત્યાદિ વાક્યો એમ બતાવે છે કે ભક્તોને ભગવદ્ભજનજ સ્વધર્મ છે. માટે સ્વધર્મપણાથી ભગવાન્ જ સેવ્ય છે, તેથી અન્યધર્મમાં મનનો અભિનિવેશ થવા દેવો નહિ. ( ૧ )

એ પ્રમાણે ધર્મનું સ્વરૂપ કહીને અર્થનું સ્વરૂપ કહે છે;

**मूलम्.**

**एवं सदा स्मकर्तव्यं स्वयमेव करिष्यति।**
**प्रभु सर्व समर्थो हि ततोनिश्चिंततांव्रजेत् ॥२॥**

સાન્વય પદાર્થ:—**प्रभु** (પ્રભુ) **हि** (નિશ્ચય) **सर्व समर्थ** (સર્વ સમર્થ અથવા સર્વરૂપ અને સુંદર અર્થરૂપ) **सदा** (નિરંતર) **कर्तव्यम्** (કર્તવ્ય) **स्म** (પ્રસિદ્ધ છે). **स्वयम्** (પોતેજ) **एव** (જ) **करिष्यति** (કરશે) **ततः** (તેથી) **निश्चिन्तताम्** (નિશ્ચન્તપણું) **व्रजेत्** (ધારણ કરવું.)

અર્થ:—એ પ્રમાણે પ્રભુ સર્વરૂપ અને સમ્યક્ અર્થરૂપ હોઇને પોતાનું કર્તવ્ય કરશે જ; માટે નિશ્ચિન્તતા ધારણ કરવી.

વિવરણ:—જેમ આગળ નિરૂપણ થાય છે તેમ સદા સ્વકર્તવ્ય પ્રભુજ કરશે.

પ્રભુ ભક્તોના સ્વામી છે અને સર્વરૂપ છે, તેમજ સારીરીતે અર્થરૂપ છે, તેટલા માટે પોતેજ કરશે તેથી નિશ્ચિંતતા ધારણ કરવી 'સ્મ' શબ્દથી પ્રસિદ્ધિ સૂચવાય છે. એટલે કે એવું એવું કર્તવ્ય પ્રભુ કરેછે જ. અર્થનું સદા રક્ષણ કરવામાં આવે છે માટે તેનાં સ્વરૂપનું ભગવાન્ રક્ષણ કરે છે. પ્રભુ સર્વ સમર્થ છે તેથી પોતાનું જે કર્તવ્ય રક્ષણાદિ તે પ્રભુજ કરશે. એવું મનમાં ધારી નિશ્ચિન્ત થવું. જેવી રીતે અર્થ જડ હોવાથી આપણે પોતે તેનું રક્ષણ કરીએ છીએ, તેવીજ રીતે ગોપ્ય અંશ જે ભાવ તેનાં રૂપનું ભગવાન્ પોતેજ રક્ષણ કરશે તેથી પોતે નિશ્ચિન્ત થવું.

તે કારણથી શ્રીમદાચાર્યજીએ 'નવરત્ન'માં આજ્ઞા કરી છે કે **चिन्ता कापि न कार्या** ચિન્તા કોઈ પણ ન કરવી. જેમ અર્થનું સારી રીતે ગોપન કરવાથીજ ચિન્તા નિવૃત્ત થાય છે, તેમ આ વિષયમાં અર્થરૂપ ભાવને બહિર્મુખ જનોથી ભગવાન્ પોતેજ રક્ષણ કરશે, એમ બતાવવા માટે '**निश्चिन्ततां व्रजेत्**' એમ સિદ્ધવત્ કહેલું છે. જેમ અર્થનું ગોપન સર્વથી કરાય છે તેમ આ ભાવનું

અતિ ગોપ્યપણું કહ્યું છે. અથવા પ્રભુ સર્વ સમર્થ છે, તેથી સ્વયં પોતાનું કર્તવ્ય કરશે, એમ સર્વદા જાણી નિશ્ચિન્ત થવું. જેમ અર્થથી સર્વ સામગ્રી આદિ થાય છે, તેમ અત્ર પ્રભુ સ્વભોગ યોગ્ય દેહ યૌવન આદિ સામગ્રીનું સંપાદન રૂપ જે કર્તવ્ય તે સ્વયં કરશે કારણ કે 'સર્વ' પદથી સર્વ ભકતોનો સારો અર્થ તે જ છે, તેથી સદા એમજ થશે. આજ અર્થનું પ્રતિપાદન રસાબ્ધિ સુધાકર રસ સર્વસ્વ ગ્રંથમાં શ્રીમત્ પ્રભુ ચરણે પ્રતિપાદન કર્યું છે:—

विनैव समयक्रमं सखि तदा यदासीद्‌ति–
स्फुटं नवलयौवनं त्रिदशमोहिनी मोहनम् ।
तदङ्गगुणो नतव्रतकृतोऽन्यदीयोपि वा
विचित्ररस भावितप्रिय कटाक्षगोऽयं परम् ॥ २२० ॥
वय एव यदीदृशं तदीयं किमुवाच्यं सखि विग्रहाद्यशेषम् ।
रसरूपमतीन्दिरादुरापं रसमापूर्यदुदारतो रसाब्धेः ॥ २२१ ॥

અર્થ:—હે સખિ! સમયક્રમ વિનાજ દેવતાઓની સ્ત્રીઓને મોહાવે તેવું નવલયૌવન જે અતિસ્ફુટ પ્રકટ થયું, તે તેઓના અંગનો ગુણ નહિ તેમજ તેમણે કરેલ વ્રતનો પણ નહિ, તેમજ બીજી કોઈ વસ્તુનો નહિ. માત્ર વિચિત્ર રસથી ભાવિત શ્રીમત્ પ્રભુના કટાક્ષને લીધેજ આ હતું. તેઓનું જ્યારે વયજ આવું પ્રકટ થયું ત્યારે શ્રીઅંગ આદિનું તો શુંજ કહેવું? લક્ષ્મીજીને પણ દુર્લભ એવું આ સઘળું રસરૂપ અને ઉદાર રસસાગરમાંથી રસપૂરતું હતું.

આ અર્થ આધિદૈવિક છે તે અતિ દુર્લભ છે, ને અન્ય અર્થથી સાધી શકાય તેમ નથી. માત્ર ભગવાનજ સ્વીયજનોમાં તે સંપાદન કરે છે. તેથી ભગવાનજ અમારા અર્થરૂપ છે. તેજ સર્વ કરશે એમ જાણી, પહેલાં કહેલું સર્વાત્મભાવથી ભજન કરવું, તેથી પ્રભુ પણ સર્વ સમર્થ હોઈ તેમજ કરશે. અત્ર એમ શંકા ઉપસ્થિત થાય કે એ પ્રકારનું સંપાદન તો વ્રજવર કુમારિકાઓમાં સંભવે છે, કારણકે તેઓજ યોગ્ય છે, અન્ય યોગ્ય નથી. તો આ પ્રકારનું બોધન કેમ થઈ શકે? તો એ શંકાના નિરાસમાં એમ

કહેવાનું કે, તે સત્ય છે. જીવો તેને સારૂ અયોગ્ય છે, પણ જો સર્વાત્મભાવથી ભજન થાય તો ભગવદ્ અનુગ્રહથી તેમ થાય. ત્યારે ભગવાન્ પણ તેમ કરે. એટલા માટેજ પુષ્ટિમાર્ગાબ્જ માર્તંડ શ્રીમદાચાર્યજીએ ભ્રમરગીત વિવરણમાં આજ્ઞા કરી છે કે " તે અતિ દુરાપ એટલે દુર્લભ હોવા છતાં તેની આશાથી ભગવાનનું ભજનજ કરવું " જો તેની પ્રાપ્તિ નજ થતી હોય તો 'તેની આશાથી' એમ ન કહેત. એજ પ્રમાણે શ્રીગોપીજનના પ્રેમકુમુદના બંધુ શ્રીમત્ પ્રભુચરણે વિદ્વન્મંડન તથા રસસર્વસ્વમાં આજ્ઞા કરી છે કે 'જો તે પ્રમાણે સર્વાત્મભાવથી ભજન કરે તો ભગવાન પણ અંગીકાર કરે છેજ." રસસર્વસ્વનાં નીચેના પદ્યમાં અનુગ્રહથી સર્વ સંપાદન પ્રભુ કરે છે એમ સ્પષ્ટ થાય છે.

यद्गानज्ञमुनीनपि प्रियतमान् कृत्वात्र भृंगांगनाः
संगे स्थापयति स्ववक्त्रमधुना चाप्याययन्त्युन्मदाः ।
तेनाहं सखि लक्षये त्रिभुवने यस्मिन् महानुग्रहः
तस्मिन् घोषनितम्बिनीत्वमचिरात् कर्ता प्रियः प्रायशः ॥६९॥

અર્થ:—આ સ્થલે જે ગાનને જાણવાવાળા પ્રિયતમ મુનેઓને પણ ભ્રમરની સ્ત્રીઓ બનાવીને ભગવાન્ પોતાની સંગમાં સ્થાપે છે અને તેઓ ઉન્મદ થઇને પ્રભુના શ્રીમુખને રસલીન કરે છે. તેથી હે સખિ! હું ધારૂં છું કે ત્રિભુવનમાં જેના ઉપર મહાન્ અનુગ્રહ છે તેને પ્રિયઘોષ નિતમ્બિની ઘણુંકરીને થોડા કાળમાં બનાવશે.

પ્રભુના અનુગ્રહથી તેમ થાયજ. તેથીજ શ્રીપ્રભુએ પણ **ये यथामाम् प्रपद्यन्ते** એવું પ્રતિજ્ઞા વાક્ય ડિંડિમનાદથી કહ્યું છે.

અથવા પોતાનું જે કર્તવ્ય વ્રજસુંદરીઓનું ભજન એ પ્રભુ સ્વતઃજ કરશે '**स्म**' પ્રસિદ્ધિ સૂચવે છે. કારણ કે પ્રભુએજ કહ્યું છે કે '**अहंभक्त पराधीनो ह्यस्वतंत्र इवद्विज,**' અર્થ:—હે બ્રાહ્મણ! હું પરતંત્ર જેવો ભક્તને અધીન છું. ભક્તાધીન ભગવાન હોવાથી ભક્તના મનના અભિપ્રાય પ્રભુ પૂરશેજ, એમ સ્વતઃસિદ્ધ થાય છે. '**हि**' શબ્દ અર્થની યોગ્યતા બતાવે છે. જ્યારે **संत्यज्य सर्वविषयां स्तवपादमूलम्** ( સર્વ વિષયોનો વાસના સહિત ત્યાગ

કરીને આપના ચરણકમલમાં આવ્યા છીએ ) એ પ્રમાણે જે સર્વ વિષયોનો ત્યાગ કરે છે, તેના મનોરથો પણ ભગવાનજ પૂર્ણ કરે છે. એથીજ ભગવાનેજ કહ્યું છે કે ये त्यक्तलोकधर्मा मदर्थे तान् बिभर्म्यहम् અર્થ:—જેઓએ મારે માટે લોક ધર્મોનો ત્યાગ કર્યો છે, તેઓને હું ધારણ કરી રાખું છું. 'ભરણ કરૂં છું' અથવા 'ધારણ કરૂં છું' એ વાકયથી એમ સિદ્ધ થાય છે કે જેમ તેઓને પોતાની લીલાનું દર્શન થાય તે પ્રમાણે કરીને સ્વરૂપાત્મક લીલામાં પોતામાંજ સ્થાપન કરે છે. જેમ અર્થ હોય તો અભિલાષની પૂર્તિ થાય છે, નહિં તો, જલતરંગની માફક ઉત્પન્ન થાય છે પણ પૂર્તિ થાય નહિં, તેમજ અત્ર શ્રીમત્ પ્રભુચરણના સેવનથીજ ભક્ત મનોરથની પૂર્તિ થાય છે. માટે ભકતોને તો અર્થરૂપ ભગવાનજ સેવવા યોગ્ય છે. જેમ અર્થ વિના લૈકિક રમણ તેમ ભોગ સંભવતાં નથી, તેમજ અત્ર આધિદૈવિક લક્ષ્મીજીના પ્રવેશ વિના ભગવદ્ રમણ અને ભોગ પણ સંભવતાં નથી. એ સંપત્તિ પણ સેવાથી સંતુષ્ટ ભગવાન પોતાનામાં કરશેજ, અનુગ્રહથી તેની પ્રાપ્તિ થાય છે. તેથી ભગવદ્ રમણ અને ભોગ સંભવે છે, ભગવાનજ જેનુ શરણ છે એવાં આધિદૈવિક લક્ષ્મીજી પણ ભગવદાજ્ઞાથી પ્રાપ્ત થાય છે. માટે ભગવાન જ અર્થરૂપ છે. તેથી શ્રીમદાચાર્યજીએ ફલપ્રકરણમાં નિરૂપણ કરેલું છે કે 'ભગવદ્ આજ્ઞાથી લક્ષ્મીજી ( આધિદૈવિક ) સર્વત્ર એટલે સર્વ વ્રજભકતોમાં પ્રવિષ્ટ થયાં. આ અર્થ ગોપ્ય હોવાથી 'સર્વ સમર્થ' એ પદથી ગુપ્તપણે પરોક્ષથી શ્રીપ્રભુચરણે સૂચવ્યું છે. માટે વિસ્તારની આવશ્યક્તા નથી. શ્રીપ્રભુનાં ચરણકમળના મકરંદના પાનથી મત્ત થએલાંઓને શ્રીપ્રભુના શ્રીમુખચંદ્રના ઉદયથી, વિચિત્ર ભાવ પ્રગટ થશે. ॥ ૨ ॥

એ પ્રમાણે અર્થ સ્વરૂપ કહીને કામ સ્વરૂપ કહે છે:–

## मूलम्.

**यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।**
**ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥ ३ ॥**

સાન્વય પદાર્થ:—यदि ( જો ) श्रीगोकुलाधीशः ( શ્રીગોકુલપતિ ) हृदि ( હૃદયમાં ) सर्वात्मना ( સર્વાત્મભાવથી ) धृतः ( ધારણ થાય ) ( તો ) ततः ( પછી, તેના કરતાં ) लौकिकैः ( લૌકિકથી ) वैदिकैः ( વૈદિકથી ) अपि ( પણ ) अपरम् ( બીજું ) किम् ( શું ) ( તે ) ब्रूहि ( કહે. )

અર્થ:—જો સર્વાત્મભાવથી શ્રીગોકુલના અધીશને હૃદયમાં ધારણ કરવામાં આવે તો પછી લૌકિક અને વૈદિકથી શું બીજું છે? એ કહે.

વિવેચન:—જો શ્રીગોકુલાધીશ સર્વાત્મથી હૃદયમાં ધારણ કરાય તો લોક સંબંધી સુખથી તેમજ વેદોક્ત કર્મથી ઉત્પન્ન થયેલ સ્વર્ગાદિ સુખથી બીજું શું? કાંઈ નહિં. તુંજ કહે એટલે તારા મનને આજ્ઞા કરીને કહે.

'**यदि**' એટલે 'જો' એ શબ્દથી એમ સૂચન થાય છે કે કોઈકજ પરમ ભાગવત પૂરા પુણ્યવાળા અગ્નિકુમારો જેવાનેજ આવો ભાવ થાય છે. તેથી દુર્લભપણું બતાવ્યું. 'ગોકુલાધીશ' નામથી ભગવાનનું યતિપણું જણાવાય છે તેથીજ ઈંદ્રાદિએ ગોકુલના પતિપણાથીજ ભગવાનનો અભિષેક કર્યો. તેમાં ભગવાનની મનોવૃત્તિનું જ્ઞાન ઇંદ્રને હતું. શ્રીમદ્‌ભાગવતમાં એમજ કહ્યું છે:—

**इति गो गोकुल पतिं गोविंदमभिषिच्य च ।**

અર્થ:—એ પ્રમાણે ગાયો અને ગોકુલના પતિ ગોવિંદનો અભીષેક કરીને.

અત્ર 'ગાયો' અને 'ગોકુલ' એમ કહેવાથી ગોપો અને ગોપીજનોનો તેમાં સમાવેશ થાય છે. તેથી તેઓના અધીશ અતિ રસિક અને પ્રેમરસજ્ઞ છે. જો તેમ ન હોય તો પૂર્ણ પુરૂષોત્તમ પશુતુલ્ય ગોપોનું અધીશપણું કેમ અંગીકાર કરે ? ગોપ ગોપીઓનો તો કેવલ પ્રેમથીજ અંગીકાર કર્યો છે. હરિને યોગ્ય સ્વરૂપભાવથી હૃદયમાં પધરાવાય તો ત્યારે તે પ્રમાણે અંગીકાર કરેજ, એમ '**गोकुलाधीश**' પદથી દ્યોતન થાય છે. **सर्वात्मना** એટલે સર્વાત્મ ભાવથી અત્ર 'સર્વાત્મ' પદ 'કામ' પર છે આ કામ પણ આધિ-

દૈવિક છે તેમાં લૌકિકની ગંધ પણ નથી. વ્રજના ભાગ્યરૂપ ગોપીજનો નો સર્વાત્મભાવ કામ ભાવાત્મક હતો. તેથી ' **गोप्यः कामात्** ' ગોપીજનો કામથી પામ્યા ' એમ ફલપ્રકરણમાં કહ્યું છે. શ્રીમદાચાર્યજી પ્રકટિત પુષ્ટિમાર્ગમાં તેવા સર્વાત્મભાવની પ્રાપ્તિનો ઉપદેશ થાય છે. શ્રીગોપીજનોજ આ માર્ગમાં ગુરૂઓ છે એમ સંન્યાસ નિર્ણયમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે.

**कौण्डिन्यो गोपिका प्रोक्ताः गुरवः साधनं च तत् ।**

અર્થ:—કૌન્ડિન્ય ઋષિ તથા ગોપિકા ગુરૂનો છે અને ભાવ નાથી સિદ્ધ ભાવ એજ સાધન છે. તેથી ' સર્વાત્મથી ' એટલે 'આધિદૈવિક કામ ભાવથી ' એમ અર્થ થાય છે. આ અર્થ અનધિકારીથી ગુપ્ત રાખવાને, અત્યંત ગોપ્ય હોવાથી, સ્પષ્ટ કહેવામાં આવતો નથી. એ પ્રકારે જો સ્વયં હૃદયમાં ધારણ થાય તો લૌકિક વૈદિકથી શું?

પોતે ધારણ કરવા એવો પ્રયોગ થયેલો છે. તેથી બલાત્કારથી પણ ધારણ કરવાના છે. રાસપંચાધ્યાયીમાં શ્રીપ્રભુએ પ્રથમ પરીક્ષાર્થ મર્યાદા ધારણ કરી, ત્યારે **मैवं विभोर्हति भवान् गदितुं नृशंसं संत्यज्य सर्व विषयां स्तवपादमूलम् । प्राप्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान्, देवो यथादिपुरुषो भजते मुमुक्षून्** ( અથ:—હે સર્વ સમર્થ, એ પ્રમાણે દયારહિત બોલવું આપને ઘટતું નથી. અમે સર્વ વિષયોનો વાસનાસહિત ત્યાગ કરીને આપના પાદમૂલમાં પ્રાપ્ત થયા છીએ, માટે હે દુષ્ટ આગ્રહવાળા ? અમારો ત્યાગ કરો મા જેવી રીતે આદિપુરૂષ મુમુક્ષુને ભજે છે તેમ આપ અમને ભજો.

આ પ્રકારના દશ શ્લોકથી પ્રભુ પાસે શ્રીગોપીજનોએ પુષ્ટિ અંગીકાર કરાવી અને પોતે ધર્મીસ્વરૂપને બળાત્કારથી હૃદયમાં ધારણ કર્યું, આ પ્રકારે જો શ્રીગોકુલેશ પ્રભુને હૃદયમાં સ્થાપન કરવામાં આવે તો, લૌકિક પતિ તથા વૈદિક સ્વર્ગાદિ અથવા પુત્રોથી શું ? કંઈજ નહિં. એટલા માટેજ શ્રીવ્રજનાથના પ્રાણવલ્લભાઓએ ' **संत्यज्य सर्व विषयान्** ' એ શ્લોકમાં લૌકિક વૈદિકનો ત્યાગ જણાવ્યો છે. અંતિમ શ્લોકમાં શ્રીગોપીજનોએ પ્રાર્થના કરી છે કે:–

**व्यक्तं भवान् व्रजभयार्तिहरोऽभिजातो
देवो यथादि पुरुषः सुरलोकगोप्ता ।
तन्नो निधेहि कर पंकज मार्तबन्धो
तप्तस्तनेषु च शिरस्सु च किंकरीणाम् ॥**

ભાવાર્થ:—શ્રીગોપીજનો પ્રાર્થના કરે છે કે સ્વાવતારનું પ્રયોજન વિચારી અમારા ઉપર આપે કૃપા કરવી ઘટે છે. અવતારનું પ્રયોજન કહે છે કે આપ વ્રજનાં ભય અને આર્તિ હરવા માટે પ્રકટ થયા છો. જો તેમ ન હોય તો સાક્ષાત્ ભગવાનના અવતારનું પ્રયોજન રહેતું નથી. ભૂમિનો ભાર તો સંકર્ષણાંશથી પણ થઈ શકે. વસુદેવ દેવકીજીનું પ્રિય પ્રદ્યુમ્નથી પણ થાય છે. ધર્મરક્ષા કરવી હોય તો અનિરૂદ્ધથી પણ થઈ શકે છે. જો વ્રજના ભય અને આર્તિનું નિવારણ ન થાય તો આ અવતારનું પ્રયોજન રહેતું નથી. માટે આપ વ્રજની આર્તિના નિવારણ માટેજ પ્રાદુર્ભૂત થયા છો. અમારા જવાથી સર્વ વ્રજને આર્તિ થશે. મર્યાદાથી તેની નિવૃત્તિ કરવી ઉચિત નથી, કારણ કે તેથી કામશાન્તિ અથવા જ્ઞાનજ થાય માટે જેમ આદિપુરૂષ એટલે ભગવાન્ સર્વસમ હોવા છતાં ઇંદ્રાદિ ઉપર કૃપા કરી દૈત્યોને મારી વિષમતા અંગીકાર કરે છે. પણ દેવોને જ્ઞાન આપતા નથી, તેમ આપ પણ કરો. જ્યાં સ્વરૂપ અન્યથા થાય ત્યાં વાણી અન્યથા કરો તેમાં શું આશ્ચર્ય ? માટે જેમ આદિપુરૂષ દેવલોકનું રક્ષણ કરે છે, તેમ આપ પણ ધર્મમર્યાદા રક્ષક હોઇ અમારો સમ્બન્ધ કરો પ્રથમ અમારા શિર ઉપર શ્રીહસ્ત સ્થાપો, જેથી અમને અભય થાય ત્યારપછી હૃદયતાપની નિવૃત્તિ અર્થે સ્તન ઉપર અમૃતસ્રાવિ, તાપ વિનાશક કરકમળ ધરો.

ભગવાને પણ શ્રીગોપીજનોની પ્રાર્થના પ્રમાણે તેમનો અંગીકાર કર્યો, તેથી એમ જણાય છે કે, એજ ભાવનું પ્રાબલ્ય છે. માટે તેના કરતાં અન્ય કંઈ નથી જો તું જાણતો હો કે બીજું કંઈ હોય તો કહે.

અથવા ‘ ગોકુલાધીશ ’ પદમાં ‘ ગો ’ પદ ઇંદ્રિયને બતાવ-

નાર છે. તેથી ઇંદ્રિયકુલના પ્રભુ સર્વાત્મભાવથી હૃદયમાં એટલે સર્વ ઇંદ્રિયોના અધિષ્ઠાતામાં જો ધારણ કરવામાં આવે તો લૌકિકપતિ ઓથી શું છે ? કંઇજ નહિં. આ સ્થલે આ ભાવ છે. જ્યારે ભગવાનને હૃદયમાં ધારણ કરવામાં આવે ત્યારે સર્વ ઇંદ્રિયો ભગવત્પર થાય છે, ત્યારેજ જન્મ અને ઇંદ્રિયોનું સાફલ્ય છે. આજ આશયથી **अक्षण्वतां फल मिदं न परं विदामः** ( અર્થ:—ઇંદ્રિયોવાળાનું તો ભગવાનજ ફળ છે મોક્ષને ફળ તરીકે અમે સમજતા નથી ). એ પદ્યમાં ઇંદ્રિયોનું સાફલ્ય કેમ થાય એ શ્રીમદાચાર્યજીએ બહુ સુંદર રીતે સમજાવ્યું છે. શ્રીમદુદ્ધવજીએ પણ શ્રીગોપીજનોની પ્રશંસા કરતાં કહ્યું છે કે:—

एता परं तनुभृतो ननु गोप वध्वो ।
गोविन्द एव निखिलात्मनिरूढ भावाः ।
वाञ्छन्ति यद् भवभियो मुनयो वयंच ।
किं ब्रह्मजन्मभिरनन्त कथारसस्य ॥

ભાવાર્થ:—એ ગોપવધૂઓ અતિશયપણે શરીરને ધારણ કરવાવાળા છે. આથી બીજાઓ શરીરને ધારણ કરે છે પણ તેનું સાફલ્ય પૂર્ણપણે થતું નથી એમ સ્પષ્ટ થાય છે. તેમાં કારણ શુ ? એમ પૂછવામાં આવે, ત્યારે કારણ કહે છે કે ગોવિન્દમાં જ જેનો નિરૂઢ ભાવ છે, બીજા સ્વરૂપોમાં નહિં. નિરૂઢ એટલે કહી ન શકાય તેવો. રૂઢ શબ્દની વ્યુત્પત્તિ કરી ન શકાય એ વ્યાકરણ શાસ્ત્રની મર્યાદા છે. ‘ ગોવિન્દ ’ શબ્દથી ગાયો અને ગોકુલના ઇન્દ્ર ભગવાન છે. એટલે ધર્મી માત્રપરતા ગોપવધૂઓની બતાવી. ત્યાં શંકા થાય કે મહર્ષિઓ પણ અનન્ય ભાવયુક્ત ભક્ત છે અને ધર્મીપર છે, તો તે અતિશયપણે તનુધારી કેમ ન કહેવાય ? ત્યાં કહે છે કે ગોપવધૂઓનો ભાવ અન્યધર્મી અને ધર્મોના આત્મા મૂળરૂપ ધર્મીમાં છે. અને મૂળ ધર્મીપણું તો શ્રીયશોદાનન્દન શ્રીકૃષ્ણમાંજ છે. બીજા ભક્તો ધર્મીપર ખરા, પણ નિખિલના આત્મારૂપ શ્રીકૃષ્ણરૂપ ધર્મીપર નહિં. એઓના ભાવની સ્તુતિ શામાટે થાય છે ? લોક તો ભિન્ન

ભિન્ન રૂચિના છે, જે ભાવ કે સ્વરૂપ રુચે તેનેજ ઉત્કૃષ્ટ ગણે છે. ત્યાં કહે છે કે મુનિઓ કે જેની અવિદ્યા નિવૃત્ત થઈ છે, તેવા શુકાદિ જ્ઞાનીઓ જે કારણથી તે ભાવને ઇચ્છે છે. એટલા માટે જેની અનન્ત કથા છે, એવા શ્રીકૃષ્ણમાં જેનો ભાવ છે તેને બ્રહ્મજન્મ એટલે સહસ્રમુખ કે ચતુર્મુખ જન્મથી શું ? કંઈ નહિં. અથવા તેઓના મનમાં અક્ષરબ્રહ્મનું સ્વરૂપ અપ્રયોજક છે. અનન્ત કથા જેની છે એવા શ્રીકૃષ્ણમાં જેને રસ લાગ્યો છે તેનું ફળ શું ? બ્રહ્મ ? અક્ષરબ્રહ્મ છે ? ના. તેઓને તો જન્મજ ઉત્તમ છે, મુક્તિ પણ નહિં કારણ કે જન્મથી સર્વ ઇંદ્રિયોથી ભજનાનન્દરૂપ ફળ ભોગવાય છે.

આ પ્રમાણે શ્રીગોપીજનના ભાવદર્શનથી અન્ય જન્મનું વૈફલ્ય શ્રીઉદ્ધવને લાગ્યું. જો પ્રભુને એ પ્રમાણે હૃદયમાં ધારવામાં આવે તો લૌકિકપતિઓથી શું થવાનું છે ? કંઈજ નહિં. વૈદિક એ શબ્દને પતિનું વિશેષણ લઈ શકાય. એટલે તેનો અર્થ એમ લેવો કે વેદોક્ત પતિઓથી પણ શું ? વેદમાં પતિભજનથી મોક્ષફળ કહ્યું છે. તેથીતો પ્રભુ તરફથી મળેલી ઇંદ્રિયોની સફલતા થતી નથી. તેથીજ શ્રીમદાચાર્યજીએ કહ્યું છે કે "આજ ઇંદ્રિયોવાળાનું ફળ છે મોક્ષ પણ નથી." જેવી રીતે અંધકારમાં આંખની સ્થિતિ નિયત હોતી નથી, તેવીજ રીતે મોક્ષમાં ઇંદ્રિયોયુક્ત દેહીની સ્થિતિ અનિયત છે." તેટલા માટે એથી શું ? એમ પૂર્વપક્ષીને પૂછવામાં આવે છે. જો તું બીજું કંઈ જાણતો હોતો કહે. અત્ર એમ શંકા કરવામાં આવે કે, જ્યારે ભગવાનની પ્રાપ્તિ ન થઈ હોય ત્યારે લૌકિકમાંજ સંબંધ હોય છે, તેથી કામના પ્રબળને લીધે લૌકિકવિષયમાં મન રાખે ત્યારે કરેલું પણ નહિંવત્ થઈ જાય, તેથી વેદને અનુસરીને સર્વ કરવું વધારે ઉચિત છે. ત્યાં ઉત્તર આપે છે કે જેનું ભગવાનમાં મન નિવિષ્ટ થયું છે તેનો અન્યત્ર એટલે બીજે સ્થળે કામ કે અભિલાષ સંભવતોજ નથી, એવું શ્રીનંદરાજકુમારેજ કહ્યું છે.

**नमय्या वेशित धिया कामः कामाय कल्पते ।**

**અર્થઃ—મારામાં જેની ઇંદ્રિયોની વૃત્તિ લાગેલી છે તેને કામ લૌકિક કામને માટે કલ્પાતો નથી.**

અથવા લૌકિક દૃશ્યાદિ ( દેખાવાપણું ) ગુણોથી સર્વાત્મભાવરૂપ કામભાવથી, વૈદિક એટલે શ્રીશ્રુતિરૂપ વ્રજમંડનાઓએ વર્ણવેલ **चूतप्रवाल बर्हस्तवकोत्पलाब्जैः** એ શ્લોકમાં નિરૂપિત ધર્મોયુક્ત શ્રીગોકુલેશ પ્રભુને હૃદયમાં સ્થાપવામાં આવે તો બીજું શું જોઇએ? કંઈજ નહિં. એ પ્રકારે સર્વાત્મભાવરૂપ કામભાવથી પ્રભુનેજ સેવવા. ॥૩॥

એ પ્રકારે કામસ્વરૂપ કહીને મોક્ષસ્વરૂપનું નિરૂપણ કરેછે.

**मूलम्.**

**अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वर पादयोः ।**
**स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः ॥४॥**

**इति श्रीवल्लभाचार्य प्रणीता श्रीचतुश्लोकी समाप्ता.**

સાન્વય પદાર્થઃ—**अतः** ( એટલા માટે ) **गोकुलेश्वरपादयोः** (ગોકુલેશ્વરના ચરણકમલ દ્વયનું) **शश्वत्** ( સર્વદા ) **सर्वात्मना** (સર્વાત્મથી ) **स्मरणम्** ( સ્મરણ ) **च अपि** ( તેમજ ) **भजनम्** (ભજન) **त्याज्यम्** ( તજવું ) **न** [ નહિ ] **इति** ( એ પ્રકારે ) **मे** [ મારી ] **मतिः** [ મતિ ] છે.

અર્થઃ—તેથી સર્વાત્મભાવે નિત્ય શ્રીગોકુલેશ્વરના ચરણકમલનું સ્મરણ તેમજ ભજન ન તજવું એવી મારી મતિ છે.

વિવેચનઃ—સર્વાત્મભાવરૂપ કામ ભાવાત્મક ભક્તિ પછી પુનઃ સર્વભાવથી નિરંતર શ્રીગોકુલેશ્વરના ચરણકમલનું સ્મરણ તેમજ ભજન ન છોડવું એવી મારી મતિ છે, એવો સમુદિતાર્થ છે. આ સ્થલે આમ આશય છે. કામભાવથી ભગવત્ સંબંધ થયા પછી, તે સંબંધનો સ્વભાવ એવો છે કે પ્રભુની સાથે તુલ્યતાનું ભાન કરાવે. અને તેથી જે મદ થાય તેનાથી અન્યથા ભાવ થાય ત્યારે માનાદિ થાય. માનભાવથી દોષભાવવડે તે ભાવમાંથી ચ્યુતિ ( પડવું ) થાય, તેટલા માટે સર્વાત્મભાવથી જ ભજન કરવું. '**शश्वत्**' 'નિરંતર' એવા પ્રયોગથી એમ દર્શાવવામાં આવે છે કે એકક્ષણ બીજી રીતે કરવાથી સર્વથા આસુરાવેશ થઈ જાય છે. શ્રીગોકુલેશ્વર નામ ધર્યું છે, તેથી એવું સૂચન થાય છે કે જેમ વ્રજભક્તોની સર્વભાવ પ્ર-

ષ્ત્તિથી સંતુષ્ટ થઇને ચતુરતા આદિથી રહિત એવા વ્રજજનોનું ભ-જવાને સ્વામિપણું અંગીકાર કર્યું, તેમ અત્ર પણ કરશે. પાદદ્વય એટલે ચરણકમલનું યુગલ એવા પ્રયોગથી શ્રીસ્વામિનીજીના ચરણ કમલ પણ સાથેજ છે એમ ધ્વનિત થાય છે. '**स्मरण**' એ મનનો ધર્મ છે તેથી વિપ્રયોગ સમયે ચિત્તમાં ભગવાનનું સ્મરણ કરવું એમ બતાવ્યું. ભજન એટલે સેવા એ પણ નિરંતર કરવી. અત્ર ચકાર ધર્યો છે તે એમ સૂચવે છે કે ચિત્તપૂર્વકજ ભજન કરવું. '**अपि**' શબ્દથી અમ દ્યોતન થાય છે કે ભગવાન્ ભજન કરે કે ન કરે પણ આપણે તો ભગવાનનું ભજન જ કરવું. એવા આશ-યથી શ્રીગોકુલાધીશની રતિમાર્ગ કમલના સૂર્યરૂપ શ્રીમત્પ્રભુચરણે કહ્યું છે કે:—

**मारणे वरणे वापि दासीनां नोपभुर्गतिः ।**

અર્થ:—મારે કે અંગીકાર કરે પણ અમો દાસીઓનું તો પ્રભુજ શરણ છે.

આજ અર્થ '**न त्याज्यम्**' આપણે ત્યાગ ન કરવો એવા પ્રયોગથી સ્પષ્ટ થાય છે.

'**मे मति**' 'મારી મતિ છે' એમ કહેવાથી પોતાનો અનુ-ભવ બતાવ્યો છે. ભક્તિમાર્ગમાં ભક્તિજ પરમ પુરૂષાર્થ છે. મોક્ષથી અધિકપણું ભક્તિનું સિદ્ધ છે. તેથી પુષ્ટિમાર્ગમાં ભજન જ મોક્ષછે માટે ભજનનું જ અત્ર નિરૂપણ છે. ભક્તિનું મોક્ષ કરતાં અધિક-પણું, શ્રી ભાગવતમાં અનેક સ્થળે નિરૂપણ કર્યું છે. દાખલા તરીકેઃ શ્રીકપિલદેવજીએ સ્વમાતા પ્રતિ કહ્યું છે કે:—

**सालोक्य सार्ष्टि सामीप्य सारूप्यैकत्वमप्युत ।**
**दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥ भा. स्कंध ३-२९-१२**

અર્થ:—સાલોકય સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય અને એકતા પણ મારા ભકતો મારા સેવન વિના, દેવા છતાં ગ્રહણ કરતા નથી.

**स्वर्गापवर्गे नरकेष्वपि तुल्यार्थदर्शिनः ।**

અર્થ:— મારા ભકતો સ્વર્ગ મોક્ષ અને નરકમાં તુલ્ય દ્રષ્ટિ વાળા હોય છે.

શ્રીરાસપંચાધ્યાયીમાં શ્રીગોપીજનો ભગવાન્ પ્રતિ કહે છે કેઃ—

वीक्ष्यालकावृतमुखं तव कुण्डलश्रि ।
गण्डस्थलाधरसुधं हसितावलोकं ॥
दत्ताभयं च भुजदण्डयुगं विलोक्य ।
वक्षः श्रियैकरमणं च भवाम दास्य. ॥

અર્થઃ—હે નાથ! આપનું કેશથી આવૃત, કુંડલથી શોભતું ગણ્ડસ્થલ યુક્ત અધર સુધાથી ભરેલું અને હાસપૂર્વક અવલોકનવાળું શ્રીમુખ જોઇને [ ઈંદ્રાદિને ] અભય જેનાથી અપાયું છે એ ભુજયુગલ જોઈ, લક્ષ્મીજીનુ રમણસ્થાન વક્ષઃ જોઈ, અમે દાસી થવાની ઈચ્છા રાખીએ છીએ.

આ ઉપરથી મોક્ષ કરતાં ભક્તિની ઉત્કૃષ્ટતા સિદ્ધ થાય છે. સેવા મોક્ષ કરતાં અધિક પુરૂષાર્થ માટેજ કરવી. આ શ્લોકમાં મોક્ષનું નિરૂપણ કરતી વખતે 'ભજનનો ત્યાગ ન કરવો' એમ ભક્તકૃત ત્યાગનો નિષેધ કરવાથી એમ જણાય છે કે પૂર્વે કહેલા ધર્મ, અર્થ અને કામથી ભગવાન્ સ્વાધીન થતા નથી. આ પ્રકારના મોક્ષસ્વરૂપના નિરૂપણમાં શ્રીમદાચાર્યજીએ "એમ મારી મતિ છે." એમ કહી એવો ભાવ દર્શાવ્યો છે કે નિજજનોએ તો આજ પ્રમાણે કરવું. ૪

એ પ્રમાણે ગ્રંથ સમાપ્તિ પછી શ્રીવ્રજરાયજી મહારાજ નીચે પ્રમાણે શ્લોકો લખી વિવરણ સમાપ્ત કરે છે.

એ પ્રમાણે શ્રીમદ્ગોકુલના અધીશ અને શ્રીવાક્પતિના વદનકમલમાંથી પ્રકટ થયેલું, ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું અદ્ભુત સ્વરૂપ છે. ૧

તેઓશ્રીના ચરણકમલની કૃપાથી મેં તેની યથામતિ વિવૃત્તિ કરી તેથી શ્રીમદાચાર્યજી મને પોતાનો જાણી મારા ઉપર કૃપા કરો. ૨

જેઓશ્રીના ચરણકમલના મધુમાં ભ્રમરભાવ મુક્તિને પણ તુચ્છ કરે છે તે ચરણકમલ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૩

એ રીતે શ્રીમદ્વિઠ્ઠલેશ્વરના ચરણકમલની રેણુની આકાંક્ષાથી, મેં શ્રીમદાચાર્યજીએ ઉપદેશ કરેલ ચતુઃશ્લોકીની યથામતિ વિવૃત્તિ કરી. ૪

ઇતિશ્રી વ્રજરાયજીકૃત ચતુઃશ્લોકીની ભાવરસ દીપિકા નામની
વિવૃત્તિનું ગુર્જર ભાષાન્તર સંપૂર્ણ.

